# અનુક્રમણિકા.

## ભાષણ ૧ લું.

### વેદાંત દર્શનનું મૂળ.


| | પૃષ્ઠ. |
| --- | --- |
| તત્ત્વજ્ઞાનનું મહત્વ........................................ | ૧ |
| શું અગત્યનું છે અને શું કેવળ વિચિત્ર છે........... | ૩ |
| વેદાંત દર્શનનું મહત્વ........................................ | ૬ |
| શોપનહોર, સર ડબલ્યુ. જોન્સ, વિકટર કુઝાં, એફ. સ્લેગલના વેદાંત વિષે અભિપ્રાય........................ | ૭ |
| વેદાંત એ તત્ત્વજ્ઞાન અને ધર્મ બન્નેછે................ | ૧૧ |
| ઉપનિષદોમાં વેદાંત વિચાર........................ | ૧૪ |
| મનુષ્યની અવસ્થાના ચાર આશ્રમો .................... | ૧૬ |
| આત્માનો પરમાત્મા સાથે સંબંધ.................... | ૧૮ |
| ઉપનિષદોમાં પદ્ધતિનો અભાવ.............................. | ૨૦ |
| ઉપનિષદો અગાઉ ધર્મ અને તત્ત્વજ્ઞાન સંબંધીવિચારની વૃદ્ધિ........................................ | ૨૨ |
| એક ઇશ્વર ઉપર આસ્થા.................................... | ૨૪ |
| વેદાંતનાં બે સ્વરુપ........................................ | ૨૬ |
| ઉપનિષદો ઇશ્વર પ્રણીત છે, ઐતિહાસિક ગ્રંથો નથી એવી માન્યતા........................................ | ૨૮ |
| વેદાંત અભ્યાસ માટે જરૂરની નીતિની સામગ્રી....... | ૩૧ |
| [illegible] પ્રમાણ (પ્રત્યક્ષ પ્રમાણ) ઉપર અવિશ્વાસ... | ૩૬ |
| પલંકારિક ભાષા........................ | ૩૭ |

## ભાષણ ૨ જું.

### आत्मा अने परमात्मा.

પૃષ્ઠ
ઉપનિષદોમાંથી ફકરાઓ.......................... ૪૩
૧ કઠોપનિષદ્‌માંથી.......................... ૪૬
૨ મૈત્રાયણ ઉપનિષદ્‌માંથી ફકરાઓ............ પર
વિષયી અને વિષયનું શંકરાચાર્યે કરેલું વિવેચન........ ૫૭
વેદાંતને મળેલો વારસો........................ ૬૫
ગૂઢ વેદાંત નથી.............................. ૬૬
નિર્ગુણ બ્રહ્મ અને સગુણ બ્રહ્મ વચ્ચે સંબંધ......... ૭૪
પરમાત્મા અને જીવાત્મા વચ્ચે સંબંધ.............. ૭૯
હિંદુ તત્ત્વજ્ઞાનમાં આત્મા વિષે ભિન્ન ભિન્ન વિચારો ૮૦
આત્મા અને પરમાત્મા જૂદા દેખાવાનું કારણ ઉપાધિ છે ૮૨
વેદાંતના મન વિષેના વિચારો.................... ૮૪
આપણું મન આપણો આત્મા નથી.................. ૮૬
ઉપાધિનું કારણ અવિદ્યા છે..................... ૮૬
અવિદ્યા જ્ઞાનથી નાશ પામેછે.................... ૮૮
આત્મા ઇશ્વર સાથે કેવી રીતે એક થઇ શકે? ...... ૯૦

## ભાષણ ૩ જું.

### हिंदु अने युरोपीय दर्शन वच्चे समानता अने भिन्नता.

પૂર્વ દેશીય દર્શનની વિચિત્રતા.................... ૯૫
હિંદુ તત્ત્વજ્ઞાનની સામાન્ય મનોહરતા.............. ૯૭
પૂર્વ દેશના સાહિત્યની પરીક્ષા..................... ૯૮
પવિત્ર અક્ષર ઓમ............................... ૧૦
જે જે પ્રાચીન હતું તે તે પવિત્ર થયું..........

# શુદ્ધિ પત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૩ | ૧૧-૧૨ | વેદિક | વૈદિક |
| ૨૫ | ૧૧ | પ્રતિકા | પ્રતિક |
| ૨૬ | ૧૬ | દર્શનનો | દર્શનનાં |
| ૨૭ | ૧૦ | માધવ | મધ્વ |
| ૨૮ | ૫ | લીધેલાં | લીધેલા |
| ૨૯ | ૨૨ | નૈર્યાયિકો | નૈયાયિકો |
| ૪૩ | ૩ | ફકરાઓ ? | ફકરાઓ. ૧. |
| ૬૨ | ૩ | છે | છું |
| ૯૪ | ૬ | તેવો | તેઓ |
| ૯૭ | ૧૮ | યુરોપ | યુરોપ, |
| ૯૮ | ૮ | જોઇએ છે | જોઇએ |
| ૧૦૧ | ૧ | નહોતો | નહોતો. |
| ૧૦૩ | ૧૭ | બુધિર | બૂધિર |
| ૧૦૪ | ૩ | ઉપાનૃષદો | ઉપનિષદો |
| ૧૨૫ | ૧૭ | વર્ણુલા | વર્ણવેલા |
| ૧૩૨ | ૧૪ | અતિ કાન્તકલ્પવામાં | અતિક્રાન્ત કલ્પવામાં |
| ૧૩૪ | ૧૬ | બ્રહ્મન | બ્રહ્મ |
| ૧૩૫ | ૫ | પ્રતિકા | પ્રતિક |
| ૧૪૩ | ૧૯ | પૂર્વાસ્થા | પૂર્વાવસ્થા |
| ૧૪૮ | ૧૭ | मुखान्नपरं | मुखान्नापरं |

# વેદાંત દર્શન ઉપર પ્રૉફેસર મેક્સમ્યૂલરનાં ત્રણ પ્રસ્તાવિક ભાષણો.

## ભાષણ ૧લું.

## વેદાંત દર્શનનું મૂળ.

### તત્ત્વજ્ઞાનનું મહત્વ.

આર્યાવર્તના એક પ્રાચીન દર્શન તરીકે વેદાંતમાં તમને રસ પાડવાની, અને બને તો તે માટે તમારી અનુમતિ મેળવવાની, કોશેશ કરવામાં મને જે મુસ્કેલીઓ પડવાની છે તેનાથી હું પૂરી રીતે વાકેફ છું. આ શાસ્ત્રવેત્તાઓની* સભામાં પણ નવા અથવા જુના કોઇ પણ તત્ત્વજ્ઞાનના માત્ર દર્શન સાંભળવા માટે શ્રોતા જનોને આકર્ષવા એ કાંઈ સહેલું કામ નથી. કેવળ જ્ઞાન સંબંધી વિચારો સાંભળવા માટે વ્યવહારિક લોકોને વખત નથી. તેમને તો ચમત્કારી પ્રયોગો જોવાની અને વ્યવહારિક પરિણામો મેળવવાની ઇચ્છા હોયછે. આ ક્ષણે આપણા પ્રિય મિત્ર

*પ્રૉફેસર મેક્સમ્યૂલરે પોતાનાં ભાષણો રોયલ ઇન્સ્ટીટયુશન નામની શાસ્ત્રીય સભામાં આપ્યાં હતાં. હ. ભ. શુ.

*ટિંડાલ જેને તમે સૌ ઓળખતા હશોજ તેનું મને આ સ્થળે સ્મરણ થઇ આવેછે. એક નવી શોધ કરી રહ્યા પછી તેને બહુ આનંદ થયો, અને એ આનંદનું કારણ જણાવતાં તે બોલ્યોઃ "ઇશ્વરનો ઉપકાર માનુંછું કે આ શોધનું કાંઈ વ્યવહારિક પરિણામ આવશે નહીં. તેનો કોઈ સરકાર પાસેથી પટો લઇ પૈસા કરી શકશે નહીં." તમે જાણો છો કે ‡લાઇબનીઝે પોતાની વિશેષક ગણનાની (ડીફરેનસ્યલ કેલક્યુલસની) શોધનો અને †સર આઈઝાક ન્યુટને પોતાની ગુરૂત્વાકર્ષણની શોધનો પટો લીધો નહોતો. ટિંડાલના ઉપરના ઉદ્દેશનેજ અનુસરીને આ ઉદ્યોગી માનસિક પ્રયોગશાળા ઘણો વખત થયાં ચાલતી આવીછે, અને તેજ ઉદ્દેશ ઉપર મારી શ્રદ્ધા હોઈને, હું આશા રાખુંછું કે તેના કેટલાએક મિત્રો અને વખાણનારાઓ જે અહીં હાજર હોય તેઓ તર્કોને તેમની ખાતરજ સાંભળવા આતુર હશે. અગર જોકે તે વિચારોનાં કાંઇ પણ વ્યવહારિક પરિણામો કદી આવવાનાં નથી, તેમજ તેનો પટો કોઇ લઇ શકશે નહીં અને લીધા પછી પણ

*ટિંડાલ નામનો મોટો પ્રાકૃતિક શાસ્ત્રજ્ઞ હમણાંજ ગુજરી ગયો. ગરમી એક જાતની ગતિ છે એ શોધ એની કરેલી છે. હ. ભ. શુ.

‡એ એક યુરોપમાં મોટો તત્વજ્ઞાની થઇ ગયો. તેણે ગણિત શાસ્ત્રમાં વિશેષક ગણનાની શોધ કરી છે. હ. ભ. શુ.

†સર આઈઝાક ન્યુટનનું નામ ગુજરાતી સાતમી ચોપડી ભણેલાઓને પણ પ્રસિદ્ધછે. ફળને ઝાડ ઉપરથી જમીનપર પડતું જોઈ તેણે ગુરૂત્વાકર્ષણની શોધ કરી. તેનો સિદ્ધાંત એ હતો કે બધી ચીજો એકબીજાને વિષય અને અંતરના પ્રમાણમાં આકર્ષેછે. હ. ભ. શુ.

તેના પૈસા કરી શકશે નહીં; તોપણ તે વિચારો આપણી જીંદગીનાં મોટામાં મોટાં અને વહાલામાં વહાલાં હિત સાથે જોડાયેલાછે.

## શું અગત્યનું છે અને શું કેવળ વિચિત્ર છે?

જે તત્ત્વજ્ઞાનના દર્શન માટે હું તમારૂં ધ્યાન ખેંચવા માગુંછું તેના મુખ્ય વિષયો આત્મા અને આત્માનો પરમાત્મા સાથે સંબંધ એ છે. આ દર્શન આપણને હિંદુસ્તાનમાંથી મળ્યું છે, અને તે ઘણું કરીને બે હજાર વર્ષ કરતાં પણ જુનું છે. હાલમાં આત્માનો વિષય લોકપ્રિય નથી. જો કે તેની હયાતી (અસ્તિત્વ) વિષે બિલકૂલ ના પાડવામાં આવતી ન હોય, તોપણ જે વિષયો વિષે જ્ઞાન મેળવવું એ‡મૂર્ખતા ગણવામાં આવેછે તેમાં તેનો સમાવેશ ઘણા વખત થયાં થતો આવેછે. તોપણ, જો ગ્રીસ દેશના અથવા **જર્મની**ના કોઇ પણ તત્ત્વજ્ઞાનના દર્શન વિષે હું બોલતો હોઉં, અને આત્મા વિષેના *પ્લેટો અથવા †કૅંટના વિચારો તમને કહેતો હોઉં, તો તમને તેમનાં વચનો વિચિત્ર લાગે એ બનવા જોગ છે. પણ તેથી મને બિલકૂલ સંતોષ થશે નહીં એ મારે તમને કહેવું જોઇએ. હું "વિચિત્ર" એ શબ્દ સામે મોટો વાંધો લઉંછું. કોઇ માણસ એમ કહે કે "હા, એ વિચારો બહુ વિચિત્ર છે; પણ તેથી શું ?" પણ આ

‡આપણામાં પણ 'વેદાભ્યાસથી જડ થયેલો' એમ કહેવામાં આવેછે. જુઓ વિક્રમોર્વશી અંક ૧ લો. આપણામાં વેદિયો શબ્દ પણ પ્રસિદ્ધ છે. હ. ભ. શુ.

*ગ્રીસનો એક મોટો તત્ત્વવેત્તા. હ. ભ. શુ.

†જર્મનીનો એક મોટો તત્ત્વવેત્તા. હ. ભ. શુ.

માણસોના બોલવા ઉપરથી એમ નથી સમજવાનું કે **પ્લેટો** તથા કૅંટના વિચારો અગસના નથી, પણ એટલુંજ સમજવાનું છે કે તેવા માણસોના મનના પ્રદેશમાં તે વિચારો દાખલ થવા માટે હજી કાંઇ માર્ગ થયો નથી. તેમના મનના તાર તે વિચારો સાથે એક સૂર થયા નથી, અને તેમની સાથે મિલાપ કરી શકતા નથી, અને તે વિચારો સમજવા માટે તેમને કાળજી પણ નથી. ઘણા જ્ઞાનવાળા અને સુઘડ મનને કોઇ પણ ચીજ ફક્ત વિચિત્ર દેખાવી નહીં જોઇએ; ખરી વાત છે કે દુનિયાને જે ચીજ માત્ર વિચિત્ર લાગી, તેમાં ગુપ્ત રહેલું કાંઇ એક ખરેખર અગત્યનું અને પરિણામોથી ભરપૂર તત્ત્વ જે પુરૂષો શોધી કાઢેછે તેના ઉપર દરેક મોટી શોધનો અને માણસના જ્ઞાનના ઉત્તરોત્તર વધારાનો આધાર રહેલોછે. વીજળીનો તણખો, દુનિયાની શરૂઆતથી તે અત્યાર સુધી, વિચિત્ર ગણાયો છે; હજી માત્ર કાલેજ તે ખરેખર અગત્યનો થઈ પડયો હોય એમ જણાયછે.

જો મારો હેતુ માત્ર તમને ગમત આપવાનો હોત, તો હું આત્મા વિષેની વિચિત્ર વાતોનો મોટો સંગ્રહ તમારી પાસે મૂકત, અને તમને નહીં સુધરેલી અને સુધરેલી પ્રજાઓની આત્મા વિષેની વિચિત્ર કહેણીઓ કહેત. પહેલાં તો, આત્માનાં કેટલાં-ક નામો ખરેખર રમુજી છે. કેટલાંકનો અર્થ પ્રાણ, કેટલાંકનો હૃદય, કેટલાંકનો શરીરમધ્યદેશ, કેટલાંકનો લોહી, ને કેટલાંકનો આંખની કીકી થાયછે; પણ બધાં નામોથી એટલું તો જણાય છે કે આત્મા શરીર સાથે સંબંધ રાખ-ે.

નારી; આંખ, હૃદય, લોહી કે પ્રાણમાં વસતી, પણ આ સ્થૂળ જડ પદાર્થથી ભિન્ન, કોઇ પણ ચીજ છે. કેટલાંક નામો તો માત્ર અલંકાર વાચક છે; દાખલા તરીકે આત્મા "પક્ષી" છે એમ માનવું. આનો અર્થ એમ નહીં કે "આત્મા શરીરના પાંજરામાં પુરાયેલું પક્ષી છે;" પણ એનો અર્થ એ કે, આત્મા વિચાર અને કલ્પનાની હવામાં ઉડતો હોવાથી પક્ષી જેવો છે. વળી આત્માને કોઇ વાર "પડછાયો" કહેવામાં આવે છે. તે એટલા માટે નહીં કે શરીરનો ભીંત ઉપર જે પડછાયો પડેછે તેજ આત્મા છે (જો કે કેટલાએક તત્ત્વજ્ઞાનીઓ આ મત સ્વીકારે છે), પણ એટલા માટે કે તે પડછાયાની માફક પ્રત્યક્ષ છતાં અસ્થૂળ અને અગ્રાહ્ય છે. અલબત્ત આત્માની પડછાયા સાથે સરખામણી થવાથી અને તેને પડછાયો કહેવાથી, ઘણી જાતના વહેમો પછી પેદા થયા, અને તે એટલે સુધી વધી ગયા કે મડદાનો પડછાયો પડી શકે નહીં એમ લોકો માનવા લાગ્યા. ગ્રીક લોકો આત્માને સાઇકી (માણસમાં રહેલું જીવતું તત્ત્વ) કહેતા. આ શબ્દ પછી પતંગિયાને પણ લાગુ પાડવામાં આવ્યો; તેનું કારણ કદાચ એમ હશે કે પતંગિયું કોશેટારૂપી કેદખાનામાંથી બહાર ઉડી જાયછે. અહીં પણ વહેમે ઘર ઘાલ્યું, અને મરી ગયેલા માણસનો આત્મા પતંગિયાના આકારમાં તેના મુખમાંથી ઉડી જાયછે એવો ચિતાર લોકોના મનમાં ખડો થયો. ગમે તેવી જંગલી પ્રજા હશે, તોપણ તેમાં આત્માનું, એટલે કે શરીરથી જૂદી પણ તેની સાથે મજબૂત રીતે જોડાયેલી અને તેમાં બહુ કામ કરતી ચીજનું, નામ નજરે પડે

છે. હમણાંજ મને ઉત્તર કાલેડોનીઆના પાદરી તરફથી આત્મા બાબતનો એક નવો અલંકાર મળ્યો છે. અમેરિકાના **ક્રીમશિયાન ઇંડિયન** લોકોમાં આત્મા અને સુગંધનું એકજ નામ છે. જ્યારે પાદરીએ તેમને આ વિષય ઉપર સવાલ કર્યો ત્યારે તેઓએ જવાબ આપ્યો "જેમ ફૂલ સાથે સુગંધને સંબંધ છે તેમ શરીર સાથે આત્માને નથી?" ખરેખર આ અલંકાર આગળ કહી ગયેલા અલંકારો જેટલોજ સારો છે અને પ્લેટો- એ **ફીડો** નામના સંવાદમાં આત્માને વીણામાંથી નિકળતા સુરની ઉપમા આપી છે તેથી આ ઉતરતો અલંકાર નથી

આવા વિચિત્ર નમુનાઓથી તમને ખુશી કરવાની મારી ઇચ્છા હોત તો હું આત્માનાં પુષ્કળ નામો, અલંકારો અને તે વિષેની પુષ્કળ કહેણીઓ તમારી આગળ રજુ કરત. ખરે, માણસના મનની ઉત્તરોત્તર વૃદ્ધિના અભ્યાસ કરવા માટે દૃષ્ટાંતો તરીકે, અને માણસના ડાહાપણ અથવા મુર્ખાઇના ઇતિહાસની નોંધ તરીકે, આ વિચિત્ર કહેવતો શાસ્ત્ર માટે કેટલેક દરજ્જે ઉપયોગી છે, અને તેથી મનુષ્ય બુદ્ધિના પ્રાચીન કારખાનાનો કાંઇક આભાસ મળેછે.

### વેદાંત દર્શનનું મહત્વ.

પણ મારે કહેવું જોઇએ કે હું કાવ્યમય અગર સુંદર અલંકારોથી સંતોષ પામી બેસી રહી શકતો નથી. તમારી સમક્ષ વેદાંત દર્શનનો વિચાર ખડો કરવામાં મારો હેતુ તેથી વધારે ઉમદા છે. આત્મા વિષેના હિંદુસ્થાનના તત્વવેત્તાઓના મહાન વિચારો માટે માત્ર તમારા મનનું નહીં, પણ તમારા હૃદયનું

પણ અનુમોદન મેળવવા હું ઇચ્છુંછું. પ્રાચીન તત્ત્વવેત્તાઓમાં આત્મા, જે મોહની પેદા કરતો તે મોહની હવે આપણામાં નથી કરતો તે કહેવું મને તો સંશય ભરેલું લાગે છે. હજી પણ આપણે કહીએ છીએ કે: "આખી દુનિયા જીતતાં પણ માણુસ પોતાનો આત્મા ખુવે તો પછી તેને શું ફાયદો ?" હવે જો આત્માનો અર્થ આપણને આવડતો ન હોય, તો પછી આપણે આત્મા ખોઇએ એમ કેમ બોલીએ? **હિંદુસ્થાન**ના પ્રાચીન તત્ત્વવેત્તાઓ આત્મા વિષે ગ્રીસ દેશના અથવા મધ્યકાળના અથવા અર્વાચીન કાળના તત્ત્વવેત્તાઓ કરતાં વધારે જ્ઞાન મેળવી શક્યા એ તમને આશ્ચર્યકારક લાગતું હોય, તો યાદ રાખવું જોઇએ કે આકાશના તારાઓનું અવલોકન કરવા માટે દૂરબીનો ગમે તેટલાં સુધર્યાં હોય, તોપણ આત્માની અવલોકન શાળા તો તેવી ને તેવીજ રહી છે, કેમકે **જર્મની**ની કહેવાતી પ્રાકૃતિક ને માનસ પ્રયોગશાળાઓમાં થતાં અવલોકનો શારીરશાસ્ત્રીઓને ગમે તેટલાં રસિક લાગે, તોપણ તેથી વેદાંતીઓને કાંઇ પણ ઉપયોગી મદદ મળત એમ મારી ખાત્રી થતી નથી. ગહન વિચાર અથવા આત્માની ગતિના યથાર્થ અવલોકન માટે, જે આરામ અને શાન્તિની જરૂર છે તે સુધરેલા દેશોનાં આપણાં કહેવાતાં મથકોના ઘોંઘાટવાળા રસ્તાઓના કરતાં, આર્યાવર્તના શાન્ત આશ્રમોમાં વધારે સહેલાઇથી મળી શકતાં હતાં.

**શોપનહોર, સર ડબલ્યુ. જોન્સ, વિકટર કુઝાં, એફ. શ્લેગલના વેદાંત વિષે અભિપ્રાય.**

*કાંઇ નહીં તો, મારે તમને કહેવું જોઇએ કે તત્ત્વજ્ઞાનના*

સર્વ ઐતિહાસિક દર્શનોથી પૂર્ણ વાકેફ એવો, અને પોતા સિવાય કોઇ બીજાનાં દર્શનની અતિ સ્તુતિ કરવામાં અદક્ષ એવો, **શોપનહોર** નામનો તત્ત્વવેત્તા ઉપનિષદોમાં રહેલા વેદાંત જ્ઞાન માટે નીચેના શબ્દોમાં અભિપ્રાય આપેછેઃ—"આખી દુનિયામાં ઉપનિષદોના જેવી કલ્યાણકારક અને શ્રેયસ્કર કોઇ પણ બીજી વિદ્યા નથી. તે મારા જીવનની દોરી છે, અને તેજ મારા મૃત્યુનો દિલાસો થવાની." **શોપનહોર**ના આ શબ્દોને અનુમોદનની જરૂર હોય, તો હું ઘણાંક દર્શનો અને ઘણાક ધર્મોના અભ્યાસને અર્પણ કરેલી લાંબી જીંદગી સુધીના મારા જાત અનુભવના ફળ તરીકે તે અનુમોદન આપવા તૈયાર છું.

જો તત્ત્વજ્ઞાનને સુખી મૃત્યુ માટેની તૈયારી ગણવામાં આવે, તો વેદાંત કરતાં કોઇ પણ વધારે સારી તૈયારી મારા જાણવામાં નથી.

વળી **શોપનહોરજ** કાંઇ હિંદુસ્થાનના પ્રાચીન તત્ત્વજ્ઞાન, તેમાં વિશેષે કરીને વેદાંત દર્શન માટે, આવા હર્ષના ઉદ્દગારો કાઢવામાં એકલો નથી.

**સર વિલ્યમ જોન્સ**નો એક †પૂર્વ વિદ્યાર્થી અને પ્રતિષ્ઠિત પંડિત તરીકે અભિપ્રાય કાંઇ જેવું તેવું પ્રમાણ નથી; તે લખેછે કે "વેદાંત અથવા તેના સુંદર ભાષ્ય ગ્રંથો વાંચતાં ખાત્રી થાયછે કે § **પાઇથેગોરાઝ** અને **પ્લેટો** તેમજ

† પૂર્વ દેશની એટલે હિંદુસ્થાન વિગેરેની વિદ્યાનો અભ્યાસી. હ. ભ. શુ.

§ ગ્રીક દેશનો તત્ત્વવેત્તા. હ. ભ. શુ.

હિંદુસ્થાનના ઋષિઓને એકજ સ્થળેથી સિદ્ધાંત મળેલા હોવા જોઇએ." (જોન્સ ગ્રંથાવલિ, કલકત્તા આવૃત્તિ, પુસ્તક ૧. પૃષ્ઠ ૨૦, ૧૨૫, ૧૨૭.) પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞાનીઓને **હિંદુસ્થાનમાંથી** પોતાની વિદ્યા મળી એવો **સરવિલ્યમજોન્સનો** અર્થ છે કે કેમ એ સ્પષ્ટ જણાતું નથી. જો એવો તેનો અર્થ હોય, તો હાલના કાળમાં તેના મતને સ્વીકારનારાઓ થોડાજ મળી આવશે, કેમકે મનુષ્ય જાતનો વધારે વિસ્તીર્ણ અભ્યાસ કરવાથી આપણે જાણીએ છીએ કે જે એક દેશમાં શક્ય હોય તે બીજામાં પણ શક્ય હોઇ શકે. તોપણ **હિંદુસ્થાન** અને ગ્રીસ દેશના તત્ત્વજ્ઞાન સંબંધી વિચારો વચ્ચે સરખાપણું ઘણું આશ્ચર્યકારક, બલકે કેટલીકવાર તો મોટા ગુચવાળામાં નાખી દે તેવું છે.

**ફ્રાંસ** દેશના તત્ત્વજ્ઞાનના ઇતિહાસકારોમાં સૌથી શ્રેષ્ઠ ગણાતો **વીકટર કુઝાં**, અર્વાચીન તત્ત્વજ્ઞાનના ઇતિહાસ ઉપર ૧૮૨૮ અને ૧૮૨૯માં ૨૦૦૦ સદ્ગૃહસ્થોની સભા આગળ ભાષણ આપતાં બોલ્યો હતો કે, "પૂર્વ દેશનાં અને તેમાં સૌથી ચઢિયાતાં હાલ યુરોપમાં ફેલાવા માંડેલાં **હિંદુસ્થાનનાં** કાવ્ય અને તત્ત્વજ્ઞાનના યશસ્તંભો જ્યારે આપણે લક્ષ પૂર્વક જોઇએ છીએ, ત્યારે આપણને ઘણાં નવીન સત્યો મળી આવેછે, અને આ સત્યો એવાં તો ગહન છે, અને જે ક્ષુદ્ર પરિણામો આગળ **યુરોપીય** બુદ્ધિ કેટલીક વાર અટકી પડી છે તેની આગળ એટલાં તો ભવ્ય લાગેછે કે, આપણને પૂર્વ દેશના તત્ત્વજ્ઞાનને દંડવત્ કરવાની અને મનુષ્ય જાતની આ નિવાસ ભૂમિને ઉત્તમ

તત્ત્વજ્ઞાનની જન્મ ભૂમિ ગણવાની ફરજ પડેછે." (પુસ્તક ૧ પૃ. ૩૨).

**જર્મન** તત્ત્વવેત્તાઓ સંસ્કૃત સાહિત્યના અને વિશેષે કરીને સંસ્કૃત તત્ત્વજ્ઞાનના હમેશાં સૌથી ઉમંગી વખાણનારાઓ તરીકે ગણાતા આવ્યા છે. સંસ્કૃત ભાષાનો એક પ્રથમ વિદ્યાર્થી, અને **હિંદુસ્થાન** અને **યુરોપ**ની ભાષાઓ એકજ કુટુંબની છે એનો ખરો શોધ કરનાર, **ફ્રેડરીક શ્લેગલ** પોતાના, હિંદની ભાષા, સાહિત્ય અને તત્ત્વજ્ઞાન વિષેના પુસ્તકમાં લખે છે કે, "પ્રાચીન હિંદુઓ સાચા ઇશ્વરનું જ્ઞાન ધરાવતા હતા એની ના પાડી શકાય તેમ નથી; તેમનાં બધાં લખાણો ઉત્તમ, સ્પષ્ટ અને અતિ ભવ્ય વિચારો અને વચનોથી ભરપૂર છે; જે વિચારો અને વચનોમાં દુનિયાની કોઈ બીજી ભાષામાં માણસો પોતાના ઇશ્વર વિષે બોલ્યા નહીં હોય." વળી તે લખે છે કે, "યુરોપનું ઉંચામાં ઉંચું તત્ત્વજ્ઞાનનું દર્શન, ગ્રીક તત્ત્વજ્ઞાનીઓનો જે અદ્વૈતવાદ છે, તે પણ પૂર્વ દેશીય અદ્વૈતવાદના અત્યંત તેજ અને પ્રભાવના મુકાબલામાં, મધ્યાનકાળના સૂર્યની દૈવી કાન્તિના પૂર્ણ પ્રવાહમાં ક્ષય પામતા, નબળા અને દરેક ક્ષણે હોલવાઈ જવાની તૈયારી કરતા, દેવતાના તણખા જેવું છે"

અને વેદાંત દર્શન વિષે ખાસ કરીને તે લખેછે કે "માણસને નિવૃત્તિ પરાયણ કરવા સારૂ, તે કાર્યમાં તેને ઉત્તેજન આપવા સારૂ, અને પરમાત્મા સાથે *પુનઃસંયોગ અને પુનઃસંસર્ગ એજ દરેક કાર્ય અને પ્રયત્નનો એકજ મુખ્ય હેતુ છે એમ

*જુઓ મનઃસુખરામ સૂર્યરામ વિચાર સાગર, પા. ૫.

તેનામાં દસાવવા સારૂ, નિરંતર તેને તેનું દૈવી મૂળ શીખવવામાં આવેછે."

### વેદાંત એ તત્ત્વજ્ઞાન અને ધર્મ બન્ને છે.

વેદાંત દર્શન અને બીજાં દર્શનો (યુરોપનાં દર્શનો) વચ્ચે એક મોટો તફાવત એ છે કે, વેદાંત દર્શન એકીજ વખતે ધર્મની તેમજ તત્ત્વજ્ઞાનની ગરજ સારેછે, પણ બીજાં દર્શનોમાં તેમ નથી. આપણામાં ચાલતો સંપ્રદાય એ છે કે ધર્મ અને તત્ત્વજ્ઞાન જૂદાં જૂદાં છે એટલુંજ નહીં, પણ તેઓ પરસ્પર વિરૂદ્ધ છે. એ બન્ને વચ્ચે સમાધાન કરવા માટે વખતો વખત યત્ન કરવામાં આવેછે એ ખરૂં. શાસ્ત્ર અને ધર્મ વચ્ચે નવી સંધી થતી લગભગ દરેક નિરુપણ પત્રો(રીવ્યુ)માં મળી આવેછે. ધર્મનું શાસ્ત્ર એ વિષય આપણે વાંચીએ છીએ એટલુંજ નહીં, પણ શાસ્ત્રનો ધર્મ એ વિષય પણ વાંચીએ છીએ; તોપણ આ પ્રયત્નોથીજ, પછી તે ફળીભૂત હોય યા ન હોય, એટલું તો સિદ્ધ થાયછે કે તેમની વચ્ચે અણબનાવ થઇ ગએલો છે. અને તેનું શું કારણ? તત્ત્વજ્ઞાન જેમ સત્ય શોધવા મથેછે તેમ ધર્મ પણ મથેછે; ત્યારે બન્ને વચ્ચે શત્રુવટ શામાટે હોવી જોઇએ? ઘણી વખત એમ કહેવામાં આવેછે કે ધર્મ સર્વ સત્યને કેવળ *શાબ્દ પ્રમાણ લાગુ પાડેછે, પણ તત્ત્વજ્ઞાન તો શોધક વૃત્તિને, એટલે કે આપણી પોતાની બુદ્ધિને પ્રમાણ તરીકે સ્થાપિત કરેછે, અને બીજાના મતો સ્વીકારવાની અથવા નહીં

---

* એટલે કે સંહિતા અથવા શ્રુતિમાં આમ લખ્યું છે માટે એમજ હોવું જોઇએ એ માન્યતા. હ. ભ. શુ.

સ્વીકારવાની આપણને પૂર્ણ છૂટ મલેછે. પણ આ માન્યતા વિવિધ ધર્મના ઇતિહાસની વિચિત્ર અજ્ઞાનતા બતાવે છે. દરેક નવા ધર્મના સ્થાપનારને નવા તત્વજ્ઞાનના દર્શનના સ્થાપનાર કરતાં પ્રથમ કાંઇ વિશેષ સત્તા નહોતી. તેમાંના ઘણા ખરાઓનો તિરસ્કાર કરવામાં આવ્યો હતો, તેમના ઉપર જુલમ ગુજારવામાં આવ્યો હતો, અને તેમને મારી નાખવામાં પણ આવ્યા હતા; અને તેમનું છેવટનું પ્રમાણ હમેશાં આપણામાં રહેલી શોધક વૃત્તિજ હતું, અને તેજ હોવું જોઇએ. તેમનું પ્રમાણ કાંઇ દેવોનાં બાર *સૈન્યો, અથવા જેમ પાછળથી થયું તેમ સભાઓનાં †ફરમાનો, પોપના લેખી‡ હુકમો અથવા ધર્મ પુસ્તકના શબ્દો નહોતા. તોપણ જેમ **હિંદુસ્થાન**માં તત્વજ્ઞાનને ધર્મનું સ્વાભાવિક ફળ, બલકે અસંત કિમતી પુષ્પ અને સુગંધ ગણવામાં આવેછે, તેમ કોઇ બીજે સ્થળે જોવામાં આવતું નથી. ધર્મથી તત્વજ્ઞાન પ્રાપ્ત થતું હોય, અગર તત્વજ્ઞાનથી ધર્મ પ્રાપ્ત થતો હોય, તોપણ **હિંદુસ્થાન**માં તે બન્ને એકજ છે; અને જો ઇશ્વર અથવા સત્યની બીક કરતાં માણસોની બીક મોટી નહોત, તો આપણામાં પણ તે કદિ જૂદાં પડત નહીં. જ્યારે બીજા દેશોમાં જે મુઠીભર પુરૂષોએ ધર્મ ઉપર ગંભીર વિચાર કર્યો હતો અને ધર્મ સ્થાપનારનો ખરો ભાવાર્થ પૂર્ણ રીતે સમજ્યા હતા, તેમને અજ્ઞાની લોકો પાખંડી કહેવા લાગતા એટલુંજ નહીં, પણ ધર્મને નિસ વળગતા વહેમના કાટને તેનાથી

* twelve legions of angels.

† the decrees of Councils. ‡Papal Bulls.

અલગ કરવાનું શુભ કામ કરવા માટે તેમને ખરેખર સજા કરવામાં આવતી; ત્યારે **હિંદુસ્થાન**માં એવા વિરલા પુરૂષોને સ્વતંત્ર અને નિરંકુશ વિચારની સ્વચ્છ હવામાં તેમની પાછળ ન જઇ શકે તેવા પણ માન આપતા અને પૂજ્ય ગણતા. તેમજ **હિંદુસ્થાન**માં ખરા શોધકોને પોતાના મતોને ગૂઢ ધર્મનું નામ આપી ગુપ્ત રાખવાની જરૂર નહોતી. જો આપણામાં ચાલેછે તે મુજબ માણસો ધર્મને છોડે નહીં માટે તેને ગુપ્ત રાખવો પડે, તો પછી તેનું શું કામ? ધર્મના સિદ્ધાંતોને સૂર્યના પ્રકાશમાં આવવાની શાની બીક? **હિંદુસ્થાન**ના પ્રાચીન ધર્મવેત્તાઓ અને તત્વજ્ઞાનીઓને આથી પણ વધારે શાબાશી આપવી એટલા માટે ઘટેછે કે તેમને તેમના વિશેષ જ્ઞાન અને પવિત્રતા બદ્દલ ઉંચી પદવી મળવા છતા, તેઓ પોતાની ઉંચાઇએ નહીં પહોંચેલા લોકો ઉપર ધિક્કારની નજરથી જોતા નહીં. જે સ્વતંત્રતા તેઓ પોતે ભોગવતા હતા તે માટે બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમને તેઓ જરૂરનાં પ્રથમ પગથિયાં જાણતા હતા; એટલુંજ નહીં પણ તેઓ આ *આજ્ઞાંકિતતા અને ‡ઉપયુક્તતાનાં પગથિયાં ન ચઢ્યા હોય તેવાને પોતાના સંગમાં ભળવા દેતા નહીં. ત્રણ ચીજોનો તેઓ જાણે ગર્જનાથી ઉપદેશ કરતા. **दमयत**, પોતાને વશ કરો, ઇંદ્રિયોના તથા ગર્વ અને સ્વેચ્છાના વિકારોને વશ કરો; **दत्त**, દાન કરો, તમારા પાડોશીઓ તરફ ઉદાર અને ધાર્મિક થાઓ; અને **दयद्धम्** જે તમારી દયાને પાત્ર છે તે ઉપર દયા

*બ્રહ્મચર્યનો ધર્મ. હ. ભ. શુ.
‡ગૃહસ્થનો ધર્મ. હ. ભ. શુ.

રાખો, અથવા આપણા (યુરોપીયનોના) શબ્દોમાં બોલીએતો "તમારા પાડોશીઓ ઉપર તમારા પંડના જેવો પ્રેમ રાખો." આ ત્રણ આજ્ઞાઓ, જે બધી द અક્ષરથી શરૂ થાયછે તેમને ત્રણ दद्द કહેવામાં આવતી; અને ઉંચા પ્રકારના પ્રકાશની આશા રાખવા પહેલાં (बृहद् आरण्यक उपनिषद् ५, २), ને વેદનું શિખર વેદાંત પ્રાપ્ત કર્યા પહેલાં તે આજ્ઞાઓ પાળવાની ફરજ હતી.

## ઉપનિષદોમાં વેદાંત વિચાર.

વેદાંત એટલે વેદનો અંત. આનો અર્થ વેદનો છેવટનો ભાગ થાય અથવા વેદનો છેવટનો હેતુ પણ થાય. હવે વેદ એ બ્રાહ્મણોનું પ્રાચીન ધર્મ પુસ્તક છે, અને તેઓના ધર્મનાં ત્રણ હજાર વર્ષોની દરમ્યાન ગમે તે તડાં અથવા સંપ્રદાય થયા હોય, તોપણ બૌદ્ધ મત સિવાય બધા મતોમાં ધર્મના વિષય પર વેદને મોટામાં મોટું પ્રમાણ ગણવામાં આવેછે. વેદાંત દર્શનનો આધાર, તેના નામ ઉપરથી પણ જણાશે કે, વેદ ઉપર, તેમજ ધર્મ અને તત્વજ્ઞાનના ઐક્ય ઉપર છે. વેદનો સૌથી વિસ્તીર્ણ અર્થ જ્ઞાન થાયછે, પણ તે ખાસ કરીને હિંદુ ધર્મ પુસ્તકના અર્થમાં વપરાય છે. આ ધર્મ પુસ્તકના ત્રણ ભાગ છે; (૧) સંહિતા, અથવા સૂક્તોનો સમુદાય, (૨) બ્રાહ્મણ અથવા યજ્ઞ ઉપર ગદ્ય પુસ્તકો, અને (૩) આરણ્યક અથવા અરણ્યમાં રહેનારા ઋષિયોના ઉપયોગનાં પુસ્તકો. આ આરણ્યકોનો સૌથી અગત્યનો ભાગ ઉપનિષદો છે. આ ઉપનિષદો તત્વજ્ઞાનનાં પુસ્તકો છે, અને આપણને તો તેમનો મૂળ સિદ્ધાંત ધર્મોચ્છેદક

લાગે. આ ઉપનિષદોમાં વેદનો સર્વ કર્મ અને યજ્ઞકાંડ નિરુપયોગી એટલુંજ નહીં, પણ નુકસાનકારક ગણવામાં આવ્યોછે, વેદના પ્રાચીન દેવોને આમાં વિસારી મૂકવામાં આવ્યાછે, અને તોપણ આ ઉપનિષદોને પૂર્ણ રીતે ધાર્મિક એટલુંજ નહીં, પણ બ્રાહ્મણ ધર્મનું શ્રેષ્ઠ સ્વરુપ ગણવામાં આવેછે. ઉપરના પરિણામનું કારણ એ છે કે બ્રાહ્મણ ધર્મમાંજ એક ઘણી સાદી વાત સ્વીકારવામાં આવી છે; જે વાત લગભગ બીજા બધા ધર્મોએ વિસારી મૂકી જણાય છે. મનુષ્યનો ધર્મ અને બાળકનો ધર્મ એક હોઇ ન શકે, તેમજ વળી, બુદ્ધિના વધારા સાથે, ઘરડા માણસના ધર્મ સંબંધી વિચારો દુનિયાના વ્યવસાયી માણસના કરતાં ભિન્ન થતા જાયછે એ વાત ઘણા જુના કાળથીજ હિંદુસ્થાનમાં સ્વીકારમાં આવી હતી. અને તેની કોઈ ના પાડી શકે તેમ નથી. બાલ્યાવસ્થાની આસ્થાના સુખમય અજ્ઞાનમાંથી જ્યારે આપણે બહાર આવીએ છીએ, અને ઇતિહાસ, શાસ્ત્ર, દુનિયા અને આપણા પોતા વિષેના જ્ઞાનની ચોતરફથી આપણા ઉપર તૂટી પડતી અગત્યની હકીકતો સાથે જ્યારે આપણે મથવું પડેછે; ત્યારથી આપણે ઉપરની વાત સમજવા માંડીએ છીએ. આ મુદ્દાથી ફારેગ થયા બાદ, માણસ જે સિદ્ધાંતો પોતે નિશ્ચય પૂર્વક માની શકે ને બીજા સામે ટકાવી શકે, તેને ઘણુંકરીને પોતે પકડી રાખેછે; તે એમ ધારેછે કે અમુક સવાલોનો હમેશને માટે નિર્ણય થઇ ચૂક્યો છે, ને તેમને ફરી કદી જાગૃત કરવા નહીં જોઇએ; અમુક દલીલો તે કદિ સાંભળશેજ નહીં, કેમકે અગર જો તેમનો તે પ્રત્યુત્તર ન આપી

શકતો હોય તોપણ તેમને તે વશ થવા માગતો નથી. પણ જ્યારે જીંદગીનો સંધ્યાકાળ નજીક આવતો જાયછે, અને પરસ્પર વિરૂદ્ધ મતોનાં પ્રકાશ ને છાયા શાન્ત લાગેછે, જ્યારે અંતરની સત્ય વૃત્તિ સાથે મળતા થવું એ બહારના લોકો સાથે મળતા થવા કરતાં વધારે કિમ્મતી થાયછે, ત્યારે આ જુના સવાલો તેને લાંબા કાળ સુધી વિસારી મૂકેલા મિત્રોની પેઠે ફરી યાદ આવેછે; પ્રથમ જેમની સાથે તેને મતભેદ હતો તેમની સાથે સહન શીલતાથી તે વર્તતાં શીખેછે; અને જે અસાર હોય–અને અસાર-માંથી પણ ઘણા ધર્મ ભેદ થાયછે–તે છોડી દેવા તે તત્પર થાયછે, પણ તેટલાજ માટે તે પોતાની નજરથી હવે ઘણે દૂર નથી એવે બંદરે (મોક્ષે) પહોંચવા સારૂ બાકી રહેલાં થોડાંએક મજબૂત અને નક્કર પાટીઆંને (સિદ્ધાંતોને) દ્દઢતાથી વળગી રહેછે. બીજા ધર્મોમાં તો માની પણ વખતે ન શકાય તેવી રીતે આ સાદી વાતો તદ્દન વિસારી મૂકવામાં આવી છે, વૃદ્ધ અને જ્ઞાની માણસોને પણ બાળકોને ઘટે એવો ખોરાક સ્વીકારવાની ફરજ પાડવામાં આવીછે, અને તેથી તે ધર્મોના શ્રેષ્ઠ અને ચુસ્ત મિત્રોએ પણ નારાજ થઇ તેમનો ત્યાગ કર્યો છે. તેટલાજ માટે ઇતિહાસ ઉપરથી શીખવા લાયક સાર એ નીકળે છે કે માત્ર એકજ ધર્મે, સૌથી પ્રાચીન બળવાન અને વિસ્તીર્ણ ધર્મોમાંના એકેજ (વેદાંતે) આ વાત જરા પણ આંચકો ખાધા વિના સ્વીકારી લીધી છે.

### મનુષ્યની અવસ્થાના ચાર આશ્રમો.

બ્રાહ્મણ ધર્મનાં પ્રાચીન સૂત્રો પ્રમાણે દરેક માણસને ત્રણ

કે ચાર આશ્રમો પાળવા પડેછે. પહેલો આશ્રમ બ્રહ્મચર્ય છે, જે બાલ્યાવસ્થાથી યુવાવસ્થા સુધી ચાલેછે. આ વર્ષોમાં છોકરાને ઘેરથી શિક્ષક અથવા ગુરૂને ઘેર મોકલવામાં આવેછે. ગુરૂની આજ્ઞા તેણે જરા પણ આનાકાની કર્યા વિના પાળવી, અને તેની દરેક રીતે સેવા કરવી. ગુરૂએ પણ તેને વ્યવહારોપયોગી દરેક બાબત શીખવવી, અને વિશેષે કરીને વેદ અને ધર્મની બાબત શીખવવી. આ બધા વર્ષોમાં શિષ્યે ફક્ત ગ્રાહક, અભ્યાસક અને આસ્તિક રહેવાનું છે.

પછી ગૃહસ્થાશ્રમ આવેછે. આ અવસ્થામાં માણસે પરણવું, પ્રજોત્પત્તિ કરવી, ને વેદ અને ધર્મશાસ્ત્રમાં ગૃહસ્થની જે ફરજો બતાવવામાં આવીછે તે બધી અદા કરવી. આ બે આશ્રમોમાં ધર્મના સત્ય વિષે, તથા જે કાયદા મુજબ દરેક માણસે વર્ત્તવાનું છે તેના નિયામક સ્વરુપ વિષે, કાંઇ પણ શંકા કરવાની નથી.

ત્રીજો આશ્રમ, જ્યારે માણસના વાળ સફેદ થાયછે અને જ્યારે તે પોતાનાં છોકરાંના છોકરાં જુવેછે ત્યારે શરૂ થાયછે. આ આશ્રમમાં એક નવુંજ જીવન પ્રકટ થાયછે. તેમાં કુટુંબના વડીલે ઘરબાર તથા ગામ છોડી અરણ્યમાં પોતાની સ્ત્રી સાથે કે એકલા જવાનું છે. આ આશ્રમમાં યજ્ઞ કરવાની ફરજથી તેને મુક્ત કરવામાં આવેછે, તોપણ તેને અમુક પ્રકારનાં યમન અને તપ જેમાંનાં કેટલાંક બહુ મુશ્કેલ હોયછે તે કરવાં પડેછે. ત્યાર બાદ જન્મ મરણના મોટા સવાલોપર પૂર્ણ સ્વતંત્રતાથી વિચાર કરવાની તેને છૂટ મળેછે અને તે માટે તેણે આરણ્યકો અથવા અરણ્ય-પુસ્તકોમાં આવેલાં ઉપનિષદોનો

અભ્યાસ કરવો જોઇએ, અથવા પુસ્તકો તે વખતે નહોતાં તે માટે વધારે સ્પષ્ટ રીતે બોલીએ તો, તેણે લાયક ગુરૂ પાસેથી આ ઉપનિષદો શીખી લેવાં જોઇએ. આ ઉપનિષદોમાં સર્વ યજ્ઞાદિ ક્રિયાનો તિરસ્કાર કરવામાં આવ્યોછે એટલુંજ નહીં, પણ જે દેવોને ઉદ્દેશીને વેદનાં સૂક્તો રચવામાં આવ્યાંછે તે દેવોને પણ છોડી દેવામાં આવ્યાછે, અને તેને બદલે માત્ર એક પરમેશ્વર એટલે કે *બ્રહ્મનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

### આત્માનો પરમાત્મા સાથે સંબંધ.

આ ઉપનિષદોમાં બ્રહ્મ એટલે કે પરમાત્મા અને જીવાત્મા વચ્ચેનો ખરો સંબંધ સમજાવવામાં આવ્યોછે. આત્મા જે શબ્દનો મૂળ અર્થ "પોતે" થાયછે તે તથા જીવાત્મા એટલે "જીવતો પોતે"—આ બે શબ્દો માણસના આત્માને લાગુ પાડવામાં આવ્યાછે; અને જીવાત્મા અને બ્રહ્મ એક છે એમ સિદ્ધ થયા પછી, બ્રહ્મને પરમાત્મા શબ્દ લાગુ પાડવામાં આવ્યો છે. વેદાંત દર્શન સમજવા માટે બ્રહ્મ, આત્મા, જીવાત્મા અને પરમાત્મા શબ્દો બરાબર યાદ રાખવાની જરૂર છે. બીજી પ્રજાઓએ આત્મા માટે "સોલ", "એનીમા", "સાઇકી" અથવા "નીમા" શબ્દો વાપર્યા છે તે કરતાં "આત્મા" જેનો અર્થ "પોતે" થાયછે તે વધારે નિર્વિકલ્પક નામ છે. બીજાં

*બ્રહ્મન્ શબ્દ નપુંસકલિંગમાં હોય ત્યારે પ્રથમ પદ ઉપર અને જ્યારે પુલિંગમાં હોય ત્યારે બીજા પદ ઉપર આઘાત પડેછે. જેમકે બ્ર̍હ્મન્ (ન), બ્રહ્મ̍ન્ (પુ). [ગુજરાતીમાં બ્રહ્મ (ન) અને બ્રહ્મા (પુ). ઉ. ભ. શુ.]

બધાં નામોમાં જેશું તો ગતિ અથવા શ્વાસ સૂચક થાયછે, પણ આત્મા (એટલે કે પોતે) તો માત્ર સર્વનામ છે, કોઇ પણ પ્રકારના અલંકારિક અર્થથી મુક્ત છે અને માત્ર હયાતી (અસ્તિત્વ) અથવા પોતાની હયાતી વાચક છે.

આ પરિભાષા તત્ત્વજ્ઞાનીઓએ નવી જોડી કાઢેલી નથી. તેના કેટલાક શબ્દો ઘણા જુના છે, અને સૌથી પ્રાચીન વેદના સૂક્તોમાં, બ્રાહ્મણોમાં અને છેલ્લે ઉપનિષદોમાં પણ મળી આવેછે.

બ્રહ્મ શબ્દનો યૌગિક એટલે કે મૂળ અર્થ હજી નક્કી થયો નથી, અને આ સ્થળે હિંદુસ્થાન અને યુરોપના પંડિતોએ આપેલા જૂદા જૂદા અર્થોનો તપાસ કરીએ તો આપણો ઘણો વખત જાય. પાછળના ભાગમાં હું આ બાબત ફરી બોલવાની *આશા રાખુંછું. હમણાં તો હું એટલુંજ કહુંછું કે બ્રહ્મ શબ્દનો મૂળ અર્થ, જે આવિર્ભાવ પામેછે અથવા બહાર નીકળી આવેછે—પછી તે વિચાર તથા શબ્દના સ્વરુપમાં યાતો જનન શક્તિ અથવા પ્રાકૃતિક બળના સ્વરૂપમાં બહાર આવતું હોય-તે થાયછે.

"આત્મા"ની વ્યુત્પત્તિ પણ મુશ્કેલ છે, અને આ મુશ્કેલીજ બતાવી આપેછે કે બ્રહ્મ અને આત્મા એ બન્ને શબ્દો ઘણા પ્રાચીન વખતના છે, અને ઐતિહાસિક સંસ્કૃત ભાષા વિષે વિચાર કરતાં, સંસ્કૃત ભાષાના ઐતિહાસિક કાળ પહેલાના છે. પણ આત્મા શબ્દનો યૌગિક અર્થ શ્વાસ અથવા બીજો

*જુઓ ભાષણ ૩ જું.

ગમે તે હોય તોપણ વેદમાં તો તે સર્વનામ તરીકે વપરાયેલો છે, ત્યાં તો લેટીન ભાષામાં "ઇપ્સે" શબ્દની પેઠે તેનો અર્થ "પોતે" થાયછે, અને તેનો અર્થ "પોતે" થયા પછી તેનો અર્થ માણસનું તેમજ પરમેશ્વરનું પોતાપણું એટલે કે માણસનો તેમજ પરમેશ્વરનો આત્મા થયો છે.

## ઉપનિષદોમાં પદ્ધતિનો અભાવ.

આ વિચારોની ઉત્તરોત્તર વૃદ્ધિ આપણે ઉપનિષદોમાં અને પદ્ધતિ પૂર્વક રચાયેલાં વેદાંત સૂત્રોમાં જોઈ શકીએ છીએ. જ્યારે આપણે ઉપનિષદો વાંચીએ છીએ ત્યારે જાણે તેઓ આકસ્મિક સહજ જ્ઞાન અથવા ઈશ્વર પ્રેરણા હોય નહીં અને તેઓ વખતો વખત પ્રાદુર્ભાવ પામીને પાછળથી એકઠી થયેલી હોય નહીં એમ આપણા મન ઉપર આભાસ થાયછે. છતાં તે બધાં સ્વપ્નામાં ધોરણ છે, અને તેમની પાછળ એકજ વસ્તુ રહેલી જણાયછે. તેમજ જૂદા જૂદા વક્તાઓ અનેક પારિભાષિક શબ્દો એકજ અર્થમાં એવી તો યથાર્થ રીતે વાપરે છે કે ધર્મ તથા તત્ત્વના વિચારના આ બધા ચમકારા પાછળ કોઇ પૂર્વ ભૂતકાળ હોવો જોઈએ, કોઇ અંધારી ભૂમિ કે જેના પ્રારંભ વિષે આપણે કદિ જાણી શકશું નહીં તે હોવી જોઇએ એવી દરેકને ખાત્રી થાયછે. કેટલાક શબ્દો, પદો, વાક્યો, આખી કડીઓ અને કવિતાઓ જૂદાં જૂદાં ઉપનિષદોમાં ફરી ફરીને આવેછે, અને તેટલા માટે એકજ ભંડારમાંથી તેઓ લીધેલાં હોવાં જોઇએ; પણ આ ભંડાર કોણે એકઠો કર્યો અથવા તો તે ક્યાં સંતાડેલો હતો

અને સંતાડેલો છતાં કેવી રીતે તે ઉપનિષદોના ઋષિયોને પ્રાપ્ત થયો તે બાબત ઉપર આપણને કશી પણ સૂચના મળતી નથી.

ઉપનિષદ્ શબ્દનો યૌગિક અર્થ "માણસ પાસે બેસવું" એવો થાયછે, (ફ્રેંચ ભાષાના સીંસ શબ્દનો તથા સેશન શબ્દનો અર્થ પણ એવોજ થાયછે)– તે ઉપરથી એમ લાગેછે કે આશ્રમોમાં મોટાં વૃક્ષોની છાયા નીચે જે "બેઠક" અથવા "મિલાવડા" થયા હતા, ને જેમાં પ્રાચીન ઋષિયો અને તેમના શિષ્યો એકઠા મળીને શાન્ત એકાન્તવાસ અને વિચારમાં નિર્ગમન કરેલાં દિવસ અને રાત્રીઓમાં જે તેમણે એકઠું કર્યું હતું તેનો ઉદ્ગાર કાઢતા હતા. તે બેઠકોનું પરિણામ આ ઉપનિષદોમાં આપણને મળી આવેછે. અહીં આશ્રમ શબ્દનો અર્થ તમારે જંગલ નહીં સમજવો. **હિંદુસ્થાન**માં ગામ પાસે પુષ્પ અને પક્ષીવાળા, લતામંડપ અને પર્ણશાળાવાળા, સુખમય, ઠંડા અને શાન્ત વિશ્રામસ્થાન જેવા આશ્રમો હતા. આ આશ્રમોમાં ચિંતા અને તૃષ્ણા વિનાની ઋષિયોની જીંદગી કેવી હશે તેનો ખ્યાલ કરો! તેઓ બીજા કશાનો નહીં પણ આપણે જ્યાં છીએ ત્યાં કેવી રીતે આવ્યા, આપણે કોણ છીએ અને આપણું હવે પછી શું થશે તેનોજ વિચાર કરતા હતા. આ ગ્રંથોમાં સંવાદનું રૂપ બહુ સાધારણ છે, અને તેમાં વળી ઘણા ઋષિયોનો વાદવિવાદ છે; અને તે ઋષિયો સત્ય શોધવામાં એવા તો જબરા ખંતીલા જણાયછે કે તેઓ તેમના પ્રતિપક્ષીઓ તેમને ખોટા પાડે તો ખુશીથી પોતાનું માથું આપવા તૈયાર

થાયછે. પણ જો કે આ ઉપનિષદોમાં પદ્ધતિસર શિક્ષણ બિલકૂલ છેજ નહીં, તોપણ જેને હમણાં *ઉદ્ભેદ વાદ (Evolution) કહેછે તેનોજ માત્ર નહીં, પણ ખરેખર ઐતિહાસિક વૃદ્ધિનો બહુ ઉપયોગી પ્રત્યક્ષ દાખલો તેઓ આપણને પૂરો પાડેછે.

## ઉપનિષદો અગાઉ ધર્મ અને તત્ત્વજ્ઞાન સંબંધી વિચારની વૃદ્ધિ.

ખરેખર બ્રાહ્મણોની ધાર્મિક જીવનની પહેલી વૃદ્ધિના થોડાં એક ચિન્હો હજી સુધી રહી ગયાં છે, અને વેદાંતીઓ કયે સ્થળેથી આગળ વધ્યા તે જાણવા માટે ઉપનિષદો પહેલાના વખતથી રહી ગયેલાં આ ચિન્હો ઉપર જરાવાર આપણે વિવેચન કરવાની જરૂર છે, હુ ઘણી વખત કહી ગયો છું $ કે વેદની ખરી અગત્યતા બલકે અસાધારણ કિમ્મત તેના પ્રાચીનપણાં કરતાં પૂર્વકાળના વિચારની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી બતાવવામાં વધારે સમાયેલી છે. હૃદયમાં દેવનો પ્રથમ આવિર્ભાવ, આશ્ચર્ય અને શંકાના પ્રથમ વચનો, તથા આ દૃશ્ય અને નાશમય દુનિયાની પાછળ કાંઇ પણ અદૃશ્ય, અમર, નિત્ય અથવા ઇશ્વરી તત્ત્વ હોવું જોઇએ એવું પ્રથમ જ્ઞાન આપણે વેદના સૂક્તોમાં જોઇએ છીએ. આર્ય ધર્મ અને પુરાણનું

* ઉદ્ભેદવાદનો પ્રથમ પ્રવર્તક ડાર્વિન છે. દરેક ચીજની ઉત્તરોત્તર વૃદ્ધિ થાયછે એ તેનો સિદ્ધાંતછે. માણસ વાંદરાંમાંથી ઉત્તરોત્તર વૃદ્ધિ પામી પેદા થયું તેને, તે પોતાના સિદ્ધાંતના એક દાખલા તરીકે આપેછે. હ. ભ. શુ.

$ પોતાનાં પુસ્તકોમાં. હ. ભ. શુ.

મૂળ શું તે વિષે ઘડીભર પણ શંકા જેમણે ઋગ્વેદનાં સૂક્તો વાંચ્યાં છે તેમાંના કોઈને પણ થશે નહીં. વેદના લગભગ બધા મુખ્ય દેવોમાં તેમનાં પ્રાકૃતિક સ્વભાવનાં પ્રત્યક્ષ ચિન્હો છે. તેમનાં નામજ કહી આપેછે કે આરંભમાં તેઓ કુદરતના મોટા ચમત્કારોનાં, જેવા કે અગ્નિ, પાણી, મેઘ, વાયુ, સૂર્ય, ચંદ્ર, સ્વર્ગ અને પૃથ્વીનાં, નામ હતા. પાછળથી જ્યાં જ્યાં આર્યલોકો વસ્યા, પછી **એશિયા**માં કે **યુરોપ**માં, ત્યાં ત્યાં આ કહેવાતા દેવો અને મહાવીરો પૌરાણિક કથાઓનાં મધ્ય બિંદુઓ કેવી રીતે થઇ પડ્યા એ આપણે સમજી શકીએ છીએ. આ પરિણામ આપણને હમેશને માટે મળ્યું છે, અને આ પ્રકાશના કીર્ણોએ, વૈદિક દેવકથા અને વૈદિક ધર્મથી આગળ વધીને બીજી આર્ય પ્રજાઓના, બલકે આર્યો સાથે ભાષા પરત્વે બિલકૂલ સંબંધ નહીં ધરાવનારી બીજી પ્રજાઓનાં પણ, પૌરાણિક અને ધર્મ સંબંધી વિચારોના અંધારા ખૂણા ખચકાઓને ઉજવળ કર્યા છે.

તેમજ વળી દેવ સંબંધી વિચારની વૃદ્ધિ જેવી વેદમાં ખૂલી રીતે મળેછે તેવી કોઈ પણ બીજે ઠેકાણે મળતી નથી. સ્વર્ગ અને પૃથ્વીની તેજસ્વી શક્તિઓ જે **હિંદુસ્થાન** અને બીજા દેશના દેવો રૂપ થઇ પડી તે કઇ કઇ હતી તે આપણે વેદમાં આપણી આંખ આગળ જોઇએ છીએ. આ પ્રત્યેક દૃશ્ય દેવથી તેના પ્રાચીન પૂજકોને સંતોષ થતો બંધ પડ્યો તે પણ આપણે જોઇએ છીએ; અને આ પ્રાચીન વિશ્વદેવકુળનાં દેવોનીપાછળ એક ઇશ્વર હોવો જોઇએ એમ બોલતા પ્રથમ

કહેવામાં આવ્યોછે, અને સવિતા અથવા સૂર્યને પ્રજાપતિ, અર્થાત્ સર્વ જીવતાં પ્રાણીઓનો ઇશ્વર, કહેવામાં આવ્યોછે. ટલેક સ્થળે નાન્યેતર જાતિ વાચક એકને સર્વ દેવોમાં સૌથી દેવ કહ્યો છે, महत् देवानाम् असुरत्वम् एकम् (ऋ. वे. ૬૬, ૧).

આ ખરેખર વિચારમાં એકદમ આગળ પડતા મોટા સુધારા. સૂર્ય અને ચંદ્રમાં, સ્વર્ગ અને પૃથ્વીમાં, રહેલી અજ્ઞાત ઓની સાદી સ્તુતિથી તે સ્વર્ગ અને પૃથ્વીના બનાવનાર ઇશ્વર, પરમેશ્વર અને પિતાના જ્ઞાન સુધી, અને છેલ્લે : ઐશ્વરી તત્ત્વ બ્રહ્મ જેની સર્વ વસ્તુઓનો પિતા અથવા ાવનાર પ્રતિકા (અથવા સ્વરૂપ અગર પુરૂપ) છે તેની યતા સુધી આપણે વેદના જૂદા જૂદા ભાગોમાં વિચારની દ થતી જોઇએ છીએ.

પ્રકૃતિના ચમત્કારી નાટકની પાછળ અદૃશ્ય શક્તિઓ છે, વી સ્વાભાવિક આસ્થાથી શરૂ કરીને આખરે એક મહાન વે, અજ્ઞાત અથવા તો અદૃષ્ટ ઇશ્વર જેની વૈદિક કાળના ઓએ ઘણાં વર્ષ થયાં સ્તુતિ કરી છે—જો કે અજાણપણે કરી છે—તે ઇશ્વરપર આખરે શ્રદ્ધા રાખવી, એ ધાર્મિક નું છેવટનું ફળ છે. પ્રાચીન ધર્મ વિચારનો આ ખજાનો ના ઋષિયોને તેમના પૂર્વજો પાસેથી મળ્યો હતો, તેઓએ શો ઉપયોગ કર્યો, અને જે તત્ત્વને આપણે રહેલું નિરૂપાધિક ઐશ્વર્ય અથવા પૂર્ણતા કહીએ છીએ તત્ત્વને આપણે માણસના આત્મામાં સોપાધિક

રહેલું જોયા છતાં ઐશ્વર્ય અથવા પૂર્ણતા કહીએ છીએ તે બન્ને વચ્ચેનો ખરો સંબંધ તેઓએ કેવી રીતે શોધી કાઢ્યો તે આપણે હવે જોવાનું છે. ત્યારેજ આપણે આ પ્રાચીન પાયા ઉપર વેદાંત કે જે સૌથી ઉચું તત્ત્વજ્ઞાન અને સૌથી સંતોષકારક ધર્મ છે તેની ઇમારત તેઓએ કેવી રીતે ચણી તે વધારે સારી રીતે સમજી શકીશું.

## વેદાંતનાં બે સ્વરુપ.

જ્યારે આપણે વેદાંત દર્શન વિષે બોલીએ છીએ ત્યારે જે બે સ્વરુપમાં તે આપણુને મળેછે તે વચ્ચેનો ભેદ આપણે સમજવો જોઇએ. ઉપનિષદોમાં તે પદ્ધતિ વિનાનાં સ્વરૂપમાં–કહીએ તો એક જંગલી ઝાડના આકારમાં–આપણુને મળેછે, અને વેદાંત સૂત્રોમાં આપણુને તે મહાશ્રમથી ગોઠવેલા અને પૂર્ણ પદ્ધતિવાળા આકારમાં મળેછે. આ સૂત્રો ***બાદરાયણ**નાં રચેલાં કહેવાયછે આ **બાદરાયણ**ની પણ તારીખ બાબત તકરાર છે. સૂત્રો ચોપડીના આકારમાં નથી, કેમકે તે તો વેદાંત દર્શનનો સારસૂચક કેવળ મથાળાં છે. સહાય વિના તે જરા પણ સમજી શકાય નહીં તેવાં છે, પણ તેમને અસલના તેમજ હાલના રીવાજ મુજબ મોઢે કરવામાં આવે તો તેઓ

*આ **વ્યાસ બાદરાયણ** તથા મહાભારતના પસિદ્ધ કર્તા વ્યાસ **દ્વૈપાયન** એકજછે એમ **વેબર** અને બીજાઓ ધારેછે; પણ એ સંભવિત વાત નથી. તેમના ગ્રંથો તેમજ નામો ભિન્ન ભિન્ન છે. બ્રહ્મ સૂત્રોનો કર્તા **બાદરાયણ** આશરે ઈ. સ. ૪૦૦માં થઇ ગયો એમ સામાન્ય રીતે કહેવાયછે, પણ તે માટે ખાત્રી લાયક પુરાવો નથી.

વેદાંતના ગહન પ્રદેશમાં માર્ગ સૂચક દોરી (સૂત્ર) તરીકે ખરેખર બહુ કામ લાગે. આ સૂત્ર સાથે ઘણું મુખશિક્ષણ થયેલું હોવું જોઇએ, અને ઘણુંકરીને વેદાંતના પ્રખ્યાત શિક્ષક **શંકરે** આ ક્રમાગત મુખશિક્ષણ આખરે સૂત્રો ઉપરની પોતાની કહેવાતી ટીકા અથવા ભાષ્યમાં ભેગું કરેલું હોવું જોઇએ. આ ભાષ્ય એ માત્ર ટીકા નથી, પણ ખરેખર વેદાંતમતો ઉપરનું શ્રેષ્ઠ પુસ્તક છે, અને સૂત્રો તો ફક્ત ઉપયોગી અનુક્રમણિકા છે. તેમ છતાં આ સૂત્રો પોતેજ પ્રમાણ તરીકે તુર્ત ગણાયેલાં હોવાં જોઇએ, કેમકે જૂદા જૂદા તત્ત્વવેત્તાઓ તેમનો જૂદો જૂદો અર્થ કરતા હતા. **શંકર, *રામાનુજ, માધવ, વલ્લભ** અને બીજાઓ જે †વેદાંતની જૂદી જૂદી શાખાઓના સ્થાપનારા થઇ ગયા તેઓ બધા સૂત્રને સૌથી શ્રેષ્ઠ પ્રમાણ તરીકે ગણતા હતા.

---

*સર્વ દર્શન સંગ્રહમાં એમ લખ્યુંછે (જુઓ **કોવેલ**કૃત ભાષાંતર પૃ. ૮૦) કે **રામાનુજ** (જે ઇ. સ. બારમા સૈકામાં થઇ ગયો તે) ને **બોધાયન**ની ટીકા બહુ વિસ્તારવાળી લાગી, અને તેટલા માટે તેણે પોતાની લખી. પોતાના શ્રીભાષ્યમાં **રામાનુજ** પણ એમજ કહેછે અને જણાવે છે કે તેની પહેલાના બીજા શિક્ષકોએ પણ તેમજ કર્યું હતું. (વેદાંત સૂત્ર. **થીબો**કૃત ભાષાંતર, પુસ્તક ૧, પૃ. ૨૧). જે વૃત્તિકારસામે **શંકરે** કેટલાએક આક્ષેપો કર્યાછે તે તેજ **બોધાયન** હોય તો તેની તારીખ ઈ. સ. ૭૦૦ પહેલાં તો હોવીજ જોઇએ.

†કેટલીક વાર વેદાંત સૂત્રના જૂદા જૂદા ટીકાકારો વાક્યોનો તાણી તોશીને અર્થ કાઢેછે. દાખલા તરીકે ૧, ૨, ૧૯માં સૂત્રનું વાક્ય આ છે: विकारशब्दान् न इतिचेन्न प्राचुर्यात्. આમાં

વેદાંત દર્શનનું સૌથી વિચિત્ર લક્ષણ પ્રથમ કહ્યા પ્રમાણે એ છે કે જો કે તે સ્વતંત્ર દર્શનજ છે છતાં તે વેદના ભાગ ઉપનિષદો ઉપર સંપૂર્ણ રીતે આધાર રાખેછે, અને તે એટલે સુધી કે તેનો મુખ્ય ભાગ, તેના બધા સિદ્ધાંતો—સૂક્ષ્મ સિદ્ધાંતો સુધાં પણ—ઇશ્વર પ્રણીત ઉપનિષદોમાંથી લીધેલાં છે, અને જૂદાં જૂદાં ઉપનિષદો વચ્ચે બિલકૂલ વિરોધ નથી એમ સાબીત કરવામાં રોકાયેલો છે.

## ઉપનિષદો ઇશ્વર પ્રણીત છે, ઐતિહાસિક ગ્રંથો નથી એવી માન્યતા.

એમ કરવાની જરૂર હતી, કેમકે ઉપનિષદો ઇશ્વર પ્રણીત છે એમ મનાતું હતું, અને આ માન્યતાએ એટલી તો જડ ઘાલી હતી કે હિંદુસ્થાનના સાહસિક તત્ત્વવેત્તાઓને પણ પોતાના મતો આ ઇશ્વર પ્રણીત ગ્રંથો સાથે બંધ બેસ્તા કરવાની ફરજ પડતી હતી. આ યત્ન વધારે સારા કામમાં વાપરવા જોગ અસાધારણ હુશિયારી અને ખંતથી કરવામાં *આવ્યોછે.

એવો અર્થ બતાવેલો છે કે आनंदमयમાં मय પ્રત્યયનો અર્થ ફેરફાર અથવા અંશ થતો નથી, કેમકે તે અર્થ બ્રહ્મને લાગુ પડતો નથી, પણ પ્રાચુર્ય એટલે પુષ્કળતા થાયછે. પણ वल्लभ प्राचुर्यात्ને પંચમી વિભક્તિ ગણતો નથી, પણ प्राचुर्य અને अत् નો સમાસ ગણે છે અને તેનો અર્થ જથ્થા અથવા પુષ્કળતા તરફ જવું, અથવા ત્યાં પહોંચવું એવો કરેછે. કેમકે આ સ્થૂલ જગત્ પોતે પુષ્કળતાની સ્થિતિએ પહોંચેલું બ્રહ્મ છે. (षड्दर्शन चिन्तनिका ૩, પા. ૩૯.)

*દાખલા તરીકે વેદસૂત્રોપરના ભાષ્યમાં (२, ३, ११માં) આપણે

આપણે માટે તો ઉપનિષદોનું ઉપયોગીપણું તદ્દન નિરાળું છે.
આ પ્રમાણે વાંચીએ છીએ. "શ્રુતિમાંથી જાણવાના વિષયમાં નીચેના કારણસર પણ ફક્ત દલીલ (તર્ક) ઉપર આધાર રાખવાનો નથી. માણસના વિચારો તદ્દન સ્વતંત્ર હોવાને લીધે, શ્રુતિને સાવ પડતી મૂકીને કેવળ જાત અનુભવ ઉપર જે અનુમાન રચેલું હોયછે તે યોગ્ય પાયા વિનાનું છે. આપણે જાણીએ છીએ કે જે દલીલો કેટલાક હુશિયાર માણસોને ઘણી મુશ્કેલીથી સુઝેલી છે, તે તેથી વધારે હુશિયાર માણસો ખોટી સાબીત કરેછે, અને આમની પણ દલીલો વળી બીજા માણસો રદ કરેછે; તેથી માણસોના મતોની ભિન્નતાને લીધે માત્ર દલીલને સત્ય પાયાવાળી ગણવી એ અશક્ય છે. વળી **કપિલ** કે બીજા કોઇ પ્રખ્યાત તર્કશક્તિવાળા માણસની સારા પાયાવાળી દલીલ સ્વીકારવાથી આ મુશ્કેલી દૂર થઈ શકતી નથી; કેમકે **કપિલ**, કણાદ અને બીજા દર્શનકારો જેવા ખરેખરા મોટી માનસિક શક્તિવાળા પુરૂષોએ પણ એક બીજાનું ખંડન કર્યું છે એ આપણે જોઇએ છીએ." આ જાતનો દલીલ વાંધો લેવા જોગ છે એ ખરૂં છે, કેમકે દલીલ સામે દલીલ કરવામાં આપણે ગર્ભિત રીતે બુદ્ધિની સત્તા કબૂલ કરીએ છીએ પણ **શંકર**નો આખરનો મત એ છે કે "દુનિયાનું કારણ કે જેના ઉપર મુક્તિ આધાર રાખેછે તેનું ખરૂં તત્ત્વ, અત્યંત ગહનતાને લીધે, શ્રુતિની સહાયતાવિના ખ્યાલમાં પણ આવી શકે નહીં." તે કહેછે કે "વેદ અનાદિ છે અને જ્ઞાનનું મૂળ છે અને તેનો વિષય સદૃઢ થયેલાં સિદ્ધાંતો હોઈ શકે, અને તેટલા માટે જે જ્ઞાનનો પાયો વેદ છે તેની પૂર્ણતાની, ભૂત, વર્તમાન, કે ભવિષ્યના કોઇ પણ નૈયાયિકોથી નાપાડી શકાય નહીં. આ પ્રમાણે ઉપનિષદો ઉપર ચણેલું આપણું જ્ઞાન પૂર્ણ છે એમ આપણે સાબીત કરી આપ્યું."

જુઓ વળી ૨, ૧, ૨૭, "પુરાણમાં એમ લખ્યું છે કે 'જે અવિચાર્ય છે તેને તર્ક લાગુ પાડોમા! અવિચાર્યનું લક્ષણ એ છે કે તે સર્વ ઉપાદાન કારણથી અગમ્ય છે.' તેટલા માટે જે અતીંદ્રિયછે તેનું જ્ઞાન શ્રુતિ ઉપરજ અવલમ્બિત હોવું જોઇએ. પણ આપણે પૂર્વ પક્ષી કહેશે કે 'જે પરસ્પર વિરૂદ્ધ હોય તે શ્રુતિ પણ આપણને સમજાવી શકે નહીં. તમે કહોછો કે બ્રહ્મ અવિભક્ત છે, અને તે રૂપાંતર

આપણે તો તેમાં તત્ત્વજ્ઞાનના વિચારની ઐતિહાસિક વૃદ્ધિ જોઇએ છીએ, અને તેથી તેમાંના ભિન્ન ભિન્ન મતોથી નારાજ થતા નથી. તેથી ઉલટું, આપણે મતભેદની આશા રાખીએ છીએ, અને જો કે બધા તત્ત્વવેત્તાઓનું સામાન્ય વલણ તો એકજ છે, છતાં જ્યારે આપણને સ્વતંત્ર વિચાર અને એક બીજા તત્ત્વવેત્તાઓ વચ્ચે દેખીતો વિરોધ માલમ પડેછે ત્યારે આપણને આનંદ પણ થાયછે. દાખલા તરીકે નીચેના વાક્યો જોડાજોડ આપણને માલમ પડેછેઃ—"પ્રથમ બ્રહ્મ હતું," "પ્રથમ આત્મા હતો," "પ્રથમ જલ હતું," "પ્રથમ કાંઇ નહોતું," "પ્રથમ કાંઈક હતું," અથવા છેલ્લાં બે વાક્યો યુરોપીય તત્ત્વજ્ઞાનની ભાષામાં બોલીએ તો 'પ્રથમ *મીઓન (એટલે કંઇક) હતું," અને "પ્રથમ *ટુઓન હતું." તળ ઉપનિષદોમાં પણ આ પરસ્પર વિરૂદ્ધ વાક્યો ઉપર તકરાર થતી અને તેમનો ખુલાસો અપાતો આપણે જોઇએ છીએ. દાખલા તરીકે છાંદ. ઉપ. ૬, ૨૭માં આપણે આ પ્રમાણે લખેલું જોઇએ છીએ; "પણ જે સત્ છે તે અસત્માંથી કેવી

પામેછે, પણ આખું બ્રહ્મ રૂપાંતર પામતું નથી. હવે જો બ્રહ્મ વિભાગ રહિત હોય તો તે કાંતો બિલકુલ બદલે નહીં; કાંતો આખું બદલે. પણ જો એમ કહેવામાં આવે કે તે થોડેક અંશે બદલેછે ને થોડેક અંશે નથી બદલતું, તો પછી તેના લક્ષણના વિભાગ થાયછે અને તેથી એમ ફલિત થાયછે કે તેના ભાગછે ઇત્યાદિ," આ સ્થળે શંકર કબૂલ કરેછે કે તે ખરી મુશ્કેલી છે પણ તેનો એવો જવાબ આપેછે કે બ્રહ્મમાં વિભાગની ભ્રાન્તિ એ અવિદ્યાનુંજ પરિણામ છે. આજ દલીલનો ઉપયોગ ૨, ૧, ૩૧ ઠેકાણે અને બીજે સ્થળે કરેલો છે.

*ગ્રીક ભાષાના શબ્દો છે. ઉ. ભ. શુ.

રીતે પેદા થઈ શક્યું? નહીં, મારા બેટા, જે છે તેજ પ્રથમ હતું, એકજ હતું, અદ્વિતીય હતું.[૧]" પણ જો કે ઉપનિષદોમાં આ સત્ય માટે કરેલી વિવિધ અટકળો જેમ આવી તેમ પ્રસિદ્ધ કરવામાં આવીછે, તોપણ પાછળથી તેમને અદ્ભૂત ધીરજ અને હુશિયારીથી એક બીજા સાથે ગુંથવામાં આવી હતી.[૨] તેઓ સર્વમાં સમાયેલો સામાન્ય હેતુ સ્પષ્ટ રીતે શોધી કાઢવામાં આવ્યો હતો, અને આવી વિધવિધ વસ્તુઓમાંથી તત્ત્વજ્ઞાનનું દર્શન ખડું કરવામાં આવ્યું હતું. આ દર્શન માત્ર પૂર્ણ રીતે પરસ્પર સંબંધવાળું છે એટલુંજ નહીં, પણ તેમાં સમાયેલા સિદ્ધાંતના દરેક વિષય ઉપર તે તદન સ્પષ્ટ અને સમજી શકાય તેવું છે. જો કે કેટલેક સ્થળે સૂત્રોના જૂદા જૂદા અર્થ થઇ શકેછે, તોપણ શંકરે સ્થાપિત કરેલા તત્ત્વજ્ઞાનના કોઇ પણ અગત્યના સવાલ ઉપર શંકા રહેતી નથી; અને આ વાત પ્લેટોના વખતથી તે કેંટના વખત સુધીમાં કોઇ પણ તત્ત્વજ્ઞાનના દર્શન વિષે કહી શકાય તે કરતાં વિશેષ છે.

## વેદાંત અભ્યાસ માટે જરૂરની નીતિની સામગ્રી.

**હિંદુસ્થાન**માં તત્ત્વજ્ઞાનનો અભ્યાસ બ્રાહ્મણધર્મના એક અંશ તરીકે ગણાતો એટલુંજ નહીં, પણ શરૂઆતથીજ તેનો પાયો નીતિ ઉપર મૂકવામાં આવ્યો હતો. આપણે અગાઉ કહી

૧જુઓ તૈત્ત. ઉપ. ૨, ૭. પૂર્વનાં પવિત્ર પુસ્તકો, ૧૫, પા. ૫૮.

૨ જુઓ વેદાંત સૂત્ર ૧, ૪-૧૪-૧૫.

ગયા કે જેને શિષ્ટ ગુરૂએ યોગ્ય રીતે ગુરૂમંત્ર ન આપ્યો હોય, અને જેણે ગૃહસ્થાશ્રમીના ઉપર જે સંસારી અને ધાર્મિક ફરજો નાખવામાં આવીછે, તે બન્ને અદા ન કરી હોય તેને ઉપનિષદોનો અભ્યાસ કરવાનો અધિકાર નહોતો. પણ આટલી લાયકાત પણ બસ નહોતી. જેણે પોતાના મનોવિકાર પૂર્ણ રીતે વશ કર્યા ન હોય, તેને ખરા તત્ત્વજ્ઞાનનો વિચાર કરવા માટે નાલાયક ગણવામાં આવતો. જો તોફાની પવન ન વાતો હોય તોજ સમુદ્ર સૂર્યના પ્રકાશની દૈવી સ્થિરતા અને સ્વચ્છતાનું પૂર્ણ રીતે પ્રતિબિંબ પાડી શકે. તેટલા માટે આશ્રમમાંના ઋષિએ પણ સંન્યાસી તરીકે રહેવું; અને પોતાની સ્થિરતામાં ખલેલ કરે તેવા વિકારોને બુઝવવામાટે સાધન તરીકે સખ્ત તપ કરવું; અને તાપ, ટાઢ, ભૂખ અને તરસ, અને તેવી બીજી બહારની અડચણો સહન કરી શકે, અને તે સામે ટક્કર લઈ શકે, તેવું માત્ર શરીર કરવાનું નહોતું; પણ મનને પણ [૧] શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધિ અને શ્રદ્ધા એ છ ચીજો (ષટ્

[૧] શમ=મનમાં કાંઈ પણ દોષને નહીં આવવા દેતાં શુદ્ધ રાખવું તે; મનનો નિગ્રહ. દમ=વિકાર ઉપર દાબ; ઇંદ્રિયોને નિયમમાં રાખી સારા કાર્યમાં યોજવી તે; ઇંદ્રિયોનો નિગ્રહ. ઉપરતિ=પ્રિય પદાર્થોમાંથી રાગ ખેંચી લેવો તે; વિષયોથી નિવૃત્તિ. (ઘણી વખતે તેનો અર્થ સર્વ યજ્ઞ કર્મનો પરિત્યાગ થાયછે.) તિતિક્ષા=દુઃખમાં ચિત્તને વ્યગ્ર થવા ન દેવું તે; સુખ દુઃખનું સહન કરવું તે. સમાધિ=એક ચિત્તે ધ્યાન ધરવું તે. શ્રદ્ધા=જે બાબતમાં પોતાની બુદ્ધિ પહોંચી શકતી ન હોય તેમાં સત્ય પુરૂષોના બતાવેલા વિચારોને પ્રમાણ ગણવા તે; ગુરૂ તથા શાસ્ત્રના વચન ઉપર વિશ્વાસ. હ. ભ. શુ.

સંપત્તિ) પ્રાપ્ત કરવાની હતી. એમ [1]કહેવામાં આવેછે કે આ શાન્તતા તત્ત્વવેત્તા માટે ભાગ્યેજ ઉત્તમ લાયકાત હોઇ શકે, કેમકે તત્ત્વજ્ઞાન વિષે આપણા મત પ્રમાણે તો તત્ત્વવેત્તાને સત્યના દુર્ગ ઉપર ઘેરો ઘાલવા માટે, અને પૃથ્વી તથા સ્વર્ગના નવા પ્રદેશો જીતી લેવા માટે, પરાક્રમી થવું જોઇએ. પણ આપણે યાદ રાખવું જોઇએ કે વેદાંતનો હેતુ માત્ર એટલું બતાવવાનો હતો કે આપણે આપણા સિવાય બીજા કશા ઉપર ખરેખર જીત મેળવવાની નથી, આપણામાં બધું સમાયેલું છે, અને સ્વર્ગ ને પૃથ્વી કરતાં આપણે વધારે ભવ્ય થવું હોય તો દુનિયારૂપી ભ્રમ તરફ આપણાં નેત્ર અને હૃદય બંધ કરવાં. તત્ત્વજ્ઞાન માટે [2]શ્રદ્ધા જરૂરની છે એ મત ઉપર ઘણો હુમલો થયો છે છતાં, અને જો કે *ડેકાર્ટના મત પ્રમાણે તત્ત્વજ્ઞાનની શરૂઆત સર્વને શંકાશીલ ગણીને થવી જોઇએ તોપણ, શ્રદ્ધા વેદાંત દર્શન માટે યોગ્યજ છે, કેમકે તેથી આપણે §કૅંટના

૧ડ્યુસન દર્શન, પા. ૮૫.

૨ કેટલાક ગ્રંથોમાં શ્રદ્ધા ગણવામાં આવતી નથી.

*ડેકાર્ટ એ ફ્રાંસ દેશનો મોટો તત્ત્વવેતા અર્વાચીન પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો પિતા ગણાયછે. સર્વ વિષય ઉપર શંકાશીલ થઇને તેણે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ શરૂ કર્યો. બધા વિષય ઉપર શંકા કરતાં છતાં હું જે શંકા કરૂંછું તે હુંજ, એ તેને નિશ્ચયાત્મક લાગ્યું. "હું વિચાર કરૂંછું માટે હું છું." એ તેનો પ્રથમ સિદ્ધાંત હતો અને આ સિદ્ધાંતથી શરૂ કરી તેણે પોતાનું તત્ત્વજ્ઞાનનું દર્શન યોજ્યું. હ. ભ. શુ.

§મહાન્ જર્મન તત્ત્વવેત્તા. અર્વાચીન પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનીઓમાં આ પુરૂષ શ્રેષ્ઠ ગણાયછે. હ. ભ. શુ.

દર્શનમાં લખ્યું છે તે મુજબ સમજી શકીએ છીએ કે મનુષ્ય બુદ્ધિની હદની બહાર ઘણા પદાર્થો છે અને તેમને આપણે સમજ્યા વિના સ્વીકારવા જોઇએ અગર માનવા જોઈએ.

ખરા તત્ત્વવેત્તામાં કયા ગુણો જરૂરના ગણાતા તે ઉપરથી કેવી ગંભીર અને ધાર્મિક વૃત્તિથી વેદાંતીઓ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરતા તે આપણે જોઇ શકીએ છીએ. ખરા તત્ત્વવેત્તાએ આ જન્મમાં અને આવતા જન્મમાં ફળની પ્રાપ્તિની બધી ઈચ્છાઓ છોડી દીધેલી હોવી જોઈએ. તેટલા માટે દ્રવ્ય મેળવવાની, સંપ્રદાય સ્થાપવાની, અથવા ઇતિહાસમાં નામ કાઢવાની સ્વપ્ને પણ તેણે ઇચ્છા રાખવી નહીં. તેમજ વધારે સુખી જીવન રૂપી બદલો મેળવવાનો પણ વિચાર કરવો નહીં. આ બધું કદાચ ઘણું અસંભવિત ભાસે, પણ પ્રાચીન ભરતખંડમાં આ સર્વ બાબતો બનતી, એમ માન્યા વિના મારાથી રહેવાતું નથી; નહીં તો તેનો ખ્યાલ તે વખતે કેવી રીતે હોઇ શકે ? તે વખતે લોકો એવી સાદી અને સ્વાભાવિક રીતે રહેતા કે તેમના માટે ઉપરની બાબતો અસભવિત માનવાને કાંઇ કારણ નથી. પ્રાચીન કાળના બ્રાહ્મણો બહાર પડતા નહોતા-બહાર પડવા માટે જાહેર સભાઓ પણ નહોતી. તેઓના ફ્રુસ તપાસી શકે તેવા પરદેશીઓ પણ નહોતા-પરદેશીઓ બ્રાહ્મણોની નજરમાં જંગલી હતા, અને તેમની સ્તુતિ કાંઈ પણ હિસાબમાં ગણાત નહીં. મારો કહેવાનો અર્થ એમ નથી કે પ્રાચીન હિંદુ તત્ત્વવેત્તાઓ આપણા કરતાં સાવ ઉંચા પ્રકારના હતા. મારા કહેવાનો અર્થ એટલોજ છે કે ઉપનિષદોના વખતમાં હાલ જે લાલચોનો

આપણા અર્વાચીન તત્ત્વવેત્તાઓ ભોગ થઇ પડેછે તેમાંની ઘણી ખરી નહોતી. જરા પણ હલકો મુકાબલો કરવાની ઇચ્છાથી દૂર રહીને મેં વિચાર્યું કે હિંદુસ્થાનના પ્રાચીન વિદ્વાનોને પોતાના એકાંતવાસમાં જે કેટલીક સગવડો મળતી તે મારે બતાવવાની જરૂર છે, જેથી કરીને નીચેની અસાધારણ વાત સમજવામાં આવે. તે એ કે તેમનાં પુસ્તકો ૨૦૦૦ વર્ષ પછી હજી પણ આપણું ધ્યાન ખેંચવાને શક્તિમાન છે, પણ આપણામાં તો, સપક્ષી અને પ્રતિપક્ષીના નિરુપણથી જાહેરાતમાં મૂકાયા છતાં અમુક કાળનો તત્ત્વજ્ઞાનનો ગ્રંથ ઘણીવાર માત્ર તેજ કાળમાં વંચાયછે. **હિંદુસ્થાન**માં પ્રચલિત દર્શન હજી વેદાંતજ છે, અને હવે પ્રાચીન સંસ્કૃત ગ્રંથોની છપાઇ શરૂ થવાથી અને તે ફાયદાકારક નીવડવાથી યુરોપમાં **ડેકાર્ટ** અને **સ્પાઇનોઝા**ના ગ્રંથોની જેટલી નવી આવૃતિ બહાર પડીછે તેથી [1]**હિંદુસ્થાન**માં ઉપનિષદો અને **શંકર**ના ગ્રંથોની વધારે બહાર પડીછે. આનું શું કારણ? હું માનુંછું કે પ્રાચીન સંસ્કૃત તત્ત્વવેત્તાઓની ઘણીખરી ઉત્કૃષ્ટતા તેઓના મનમાં લોકોને ખુશી કરવાની ધારણા નહીં હોવાને અને ટીકાકારોના મનનું સમાધાન કરવાની વૃત્તિ નહીં હોવાને લીધે છે. જે કાર્ય કરવાનો પોતે નિશ્ચય કર્યો હોય તે સિવાય બીજા કશાનો તેઓ વિચાર કરતા નહીં. તે કાર્ય પોતાથી બની શકે તેટલું પૂર્ણ કરવાનોજ વિચાર તેમને રહેતો. પોતાના બરોબરિયા અથવા ચઢિયાતા સિવાય બીજાનું અનુ-

[1]જુઓ બ્રિટિશ મ્યુઝીયમમાં સંસ્કૃત ગ્રંથોની હાઉસને **બેંડાલે** કરેલી ટીપ.

મોદન તેમને કાંઈ પણ લેખામાં નહોતું. તો પછી તેમનું કામ જેટલું થઈ શકે તેટલું સારૂં થયેલું હોય અને તે હજારો વર્ષ ટકી રહે તેમાં શી નવાઇ! પ્રાચીન ઉપનિષદોમાં તત્ત્વજ્ઞાનના યોગ્ય અભ્યાસીનું નીચેના શબ્દોમાં વર્ણન કર્યું છે. (બૃહ, ઉપ. ૪, ૪, ૨૩): "તેટલા માટે જે શાંત, જિતેંદ્રિય, સંતોષી, સહિષ્ણુ અને સમાધિમગ્ન થઇને આત્માને જાણેછે તે આત્મામાં આત્મા જુવે છે, અને સર્વને આત્મમય જુવેછે. તેને પાપ જીતતું નથી, તે સર્વ પાપને જીતેછે. પાપ તેને બાળતું નથી, તે સર્વ પાપને બાળેછે. પાપથી મુક્ત, ડાઘથી મુક્ત, શંકાથી મુક્ત, તે ખરો બ્રાહ્મણ થાયછે."

### ઇંદ્રિયોના પ્રમાણ (પ્રત્યક્ષ પ્રમાણ) ઉપર અવિશ્વાસ.

તત્ત્વજ્ઞાનના અભ્યાસી માટે બીજી જરૂરની ચીજ એ હતી કે શું નિત્ય છે અને શું અનિત્ય છે તે પારખવાની તેનામાં શક્તિ હોવી જોઈએ. આ ભેદ જાણવો એ સર્વ દર્શનનું ખરેખર મૂળ છે. દુનિયા નિહાળ્યા પછી એકદમ વિસ્મય પામીને માણસ બોલી ઉઠે કે તું કોણ છે ત્યારે તત્ત્વજ્ઞાન શરૂ થાયછે. કેટલાક માણસો એવા છે કે જેવી વસ્તુ દેખાતી હોય તેથી સંતોષ માની બેસી રહેછે, અને દૃશ્ય અને સ્પૃશ્ય હોય તે કરતાં બીજી ચીજ પારખવાને તેઓ કેવળ અશક્ત હોયછે. અદૃશ્ય અથવા નિત્ય ચીજ એટલે શું એની તેઓને ભાગ્યેજ ખબર હોયછે. ત્યારે અદૃશ્ય ચીજજ સત્ય અને નિત્ય છે, અને દૃશ્ય ચીજ જાતેજ અસત્ય છે અથવા કેવળ મિથ્યાભાસ છે, અને

ચલાયમાન, નાશવંત અને અનિત્ય છે, એ તો તેઓ કેવી રીતે માની શકે? અને તેમ છતાં તેઓ સેન્ટપોલ (૨ કોરિંથિયન્સ ૪, ૧૮)ના શબ્દો શીખેલા હોવા જોઇએ. સેંટપોલ કહેછે કે "જોયેલી ચીજો આભાસ છે; પણ નહીં જોયેલી ચીજો નિત્ય છે." બ્રાહ્મણોને તો ઇંદ્રિયોના પ્રમાણ ઉપર અવિશ્વાસ રાખવાની શક્તિ એજ તત્ત્વજ્ઞાનનું પહેલું પગથિયું હતું, અને તેઓ ઘણાજ પ્રાચીન કાળથી શીખ્યા હતા કે ગૌણજ નહીં પણ પ્રાધાન્ય ગુણો પણ માત્ર માનસિક છે અને તેમજ હોઇ શકે. પાછલા વખતમાં આ પ્રાચીન સહજોપલબ્ધિનું તેઓએ પદ્ધતિસર વિવેચન કર્યું; અને તેઓની તે માટેની દલીલ એવી તો અદલ છે કે આપણને અચંબો ને સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થયા વિના રહે નહીં.

## ઉપનિષદોની અલંકારિક ભાષા.

તત્ત્વજ્ઞાનના વિચારના આરંભકાળમાં એટલે કે જુનાં ઉપનિષદોના કાળમાં આપણે સિદ્ધાદેશ (સહજોપલબ્ધિ) કરતાં વિશેષ* જોતા નથી, અને આ સિદ્ધાદેશ ગર્ભિત અલંકારમાં વખતોવખત પ્રકટ કરવામાં આવ્યા છે. આ માયારૂપી દુનિયાને જંગલમાંના ઝાંઝવાના પાણીની ઉપમા આપી છે, એટલે કે તેની પેઠે તે દૃશ્ય પણ ખોટી છે, અને જો કે તૃષ્ણા ઉત્પન્ન કરેછે તોપણ તે કદિ તૃપ્ત કરતી નથી. અંધારામાં જે વસ્તુ સર્પ લાગતી હોય પણ દિવસના અજવાળામાં ખરી રીતે જે માત્ર દોરડું છે તેની જેવી

*એટલે કે પદ્ધતિસર લખાણો નથી, પણ જે સત્યો તેમાં લખેલાં છે તે જાણે સ્વતઃ તેમને મળ્યાં હોય એમ જણાયછે. હ. ભ. શુ.

બીક લાગેછે તેવીજ આ દુનિયાની બીક છે. નિર્ગુણ બ્રહ્મ આપણને સગુણ કેમ દેખાયછે તેનું ઉપનિષદોમાં નિરાકરણ નીચે મુજબ છેઃ—*આકાશમાં વાયુ તરફ જુવો. હવે વાયુ જોકે આસમાની નથી છતાં આપણે તેને આસમાની જોઇએ છીએ. એક અને અદ્વિતીય બ્રહ્મ આ દુનિયામાં કેમ ઘણાં દેખાયછે તેનો જવાબ નીચે મુજબ છેઃ—સમુદ્રનાં મોજાં, ને નદી તથા તળાવના હીલોળા જુવો. દરેકમાં સૂર્યનાં હજારો પ્રતિબિંબ જણાયછે, તોપણ આપણે જાણીએ છીએ કે સૂર્ય તો એકજ છે, માત્ર આપણી આંખો તેનો મોટો પ્રકાશ અને ચકચકતું અજવાળું ખમી શકતી નથી. તોપણ શંકરાચાર્ય અલંકારિક દૃષ્ટાંતોના ગેરઉપયોગ સામે કેવી સંભાળ પૂર્વક ચેતવણી આપેછે તે જાણવાથી આનંદ થાયછે. શંકરાચાર્ય જાણેછે કે બધી ઉપમાઓ ખરો અર્થ છુપાવે છે. તે સત્ય કહેછે કે ઉપમાઓનો હેતુ માત્ર એક અંશ સમજાવવાનોછે, પણ સર્વાંશ સમજાવવાનો નથી. નહીં તો તેઓ ઉપમા હોઇ શકેજ નહીં. તે કહેછે કે આ નાના પ્રકારની સૃષ્ટિમાં પ્રતિબિંબિત થયેલા બ્રહ્મ અથવા પરમાત્માની પાણીમાં પ્રતિબિંબિત થયેલા સૂર્ય અથવા ચંદ્રની સાથે ઉપમા કરવી એ છેક યોગ્ય ન જણાય, કેમકે સૂર્યને અમુક સ્વરુપ છે અને પાણી જે તેનાથી ભિન્ન છે ને દૂર છે તેની સાથે તેનો સંયોગ થાયછે. આપણે તેટલા માટે સમજી શકીએ છીએ કે પાણીમાં સૂર્યની આકૃતિ હોવી

*વાયુ, ચક્ષુ—ઇંદ્રિય—ગ્રાહ્ય નથી માટે ગ્રંથકારનો ઇરાદો માત્ર આકાશ તરફ જોવાનું કહેવાનો છે. હ. ભ. શુ.

એટલે કે જ્યારે પાણીની સપાટી વધેછે ત્યારે સૂર્યનું પ્રતિબિંબ પણ વધેછે, ને જ્યારે પાણી ઘટેછે, ત્યારે તે પણ ઘટેછે, જ્યારે પાણી ધ્રુજેછે ત્યારે તે પણ ધ્રુજેછે, અને જ્યારે પાણીના ભાગ થાયછે ત્યારે તેના પણ થાયછે. આ પ્રમાણે પાણીનાં બધાં ગુણ ને સ્થિતિ તેનામાં આવેછે. એમ છતાં પણ ખરો સૂર્ય આ બધીવાર તેવોને તેવોજ રહેછે. તેવીજ રીતે બ્રહ્મ અથવા પરમાત્મા જો કે ખરું જોતાં એકનો એક અને અવિકાર્ય છે, તોપણ જે શરીર અને બીજી ઉપાધિઓમાં તે વસેછે તેના ગુણ અને ભાવ તે જાણેકે ગ્રહણ કરેછે, તેઓ જેમ વધેછે તેમ તે પણ જાણે વધેછે, તેઓ જેમ ઘટેછે તેમ તે પણ જાણે ઘટેછે ઇત્યાદિ. તેથી જ્યારે ઉપમેય અને ઉપમાનમાં અમુક સાધારણ ધર્મ હોયછે ત્યારે ઉપમા સામે વાંધો લેવાનું કાંઇ પણ કારણ નથી.

આ ઉપરથી તમને જણાશે કે ઉપનિષદોની ભાષા ગમે તેવી અલંકારિક અને કેટલીકવાર અવ્યવસ્થિત હોય તોપણ વેદાંત સૂત્રો ઉપર મોટી ટીકા લખનાર શંકરાચાર્ય યથાર્થ રીતે અને ન્યાયપુરઃસર દલીલ કરી જાણેછે અને હિંદવાસી અગર યુરોપવાસી ગમે તે પૂર્વ પક્ષી સામે ટક્કર લઇ શકે તેમ છે.

ઉપનિષદોમાં વળી એક બીજી પ્રખ્યાત ઉપમા છે, અને તેનો હેતુ બ્રહ્મ જગતનું ઉપાદાન અને નિમિત્ત બન્ને કારણ છે; એટલે કે દુનિયા ઇશ્વરે કરી છે એટલુંજ નહીં પણ ઇશ્વર રૂપજ છે, તે સિદ્ધાંત સમજાવવાનો છે. શિષ્ય પૂછેછે કે એમ કેમ હોઇ

શકે? ગુરૂ જવાબ દે છે: "કરોળીઓ જુવો. તે પોતાના શરીરમાંથી પોતાની અજાયબ જાળના તાંતણા બેહદ હુશિયારીથી કાઢેછે." અહીં ગુરૂનો હેતુ માત્ર પોતાના શિષ્યને સૃષ્ટિ રૂપી જાળનું ઉપાદાન તેમજ નિમિત્ત કારણ એકી વખતે બ્રહ્મ કેમ હોઇ શકે તે સમજાવવા માટે, દાખલો આપવાનો હતો. પણ તેનું પરિણામ શું આવ્યું? **હિંદુસ્થાન**માં પહેલ વહેલા આવેલા કેટલાક ખ્રિસ્તિ મિશનરીઓ (ધર્મ પ્રવર્ત્તકો) કહેતા કે બ્રાહ્મણોનો ઇશ્વર એક મોટો કાળો કરોળીઓ છે જે વિશ્વના મધ્યબિંદુમાં બેસીને પોતાના શરીરમાંથી દુનિયાને તાંતણાની પેઠે બહાર કાઢીને રચેછે.

તમે જોશો કે જો દૃષ્ટાંતોને સંભાળ પૂર્વક ન વાપરવામાં આવે તો તે નુકસાનકારક છે, અને જો કે ઉપનિષદોમાં ઘણા કાવ્યાલંકારો છે તોપણ આપણે જોશું કે વેદાંત દર્શન ઉપરના શ્રેષ્ઠ ગ્રંથકર્તા **શંકરાચાર્યે** જેટલી સંભાળથી આ તત્ત્વજ્ઞાન સંબંધી ઉપમાઓનો ઉપયોગ કર્યો છે તેટલી સંભાળથી બીજા થોડાજ કરી શકશે.

## ભાષણ ૨ જું.

# आत्मा अने परमात्मा.

### ઉપનિષદોમાંથી ફકરાઓ? કઠોપનિષદ્‌માંથી.

કેવી પદ્ધતિથી ઉપનિષદો લખાયેલાં છે તેના હું આજે સૌથી પહેલાં કેટલાક નમુના આપીશ.

એક ઉપનિષદ્‌માં આપણે વાંચીએ છીએ કે એક બાપ પોતાનું સર્વસ્વ દેવોને અર્પણ કરેછે, ને પોતે આ પ્રમાણે પૂર્ણ યત્ન કર્યો તે માટે આનંદ પામેછે. તે ઉપરથી તેના એકનાએક દીકરે તેને મ્હેણું માર્યું કે તમે મને પણ કેમ દેવોને અર્પણ ન કર્યો? જેમ ઇસાકને અર્પણ કરવાની **એબ્રેહામ**ની ઇચ્છાને હીબ્રુ લોકોમાં નરમેધ પૂર્વે થતા તેની સાબીતી ગણવામાં આવે છે તેનીજ રીતે આને **હિંદુસ્થાન**માં નરમેધનો મળી આવેલો દાખલો કહેવામાં આવેછે. કદાચ એ વાત ખરી હોય, પણ આ દાખલામાં દીકરાને ખરેખર મારી નાખ્યાનું બિલકુલ કહેવામાં આવ્યું નથી. હું મારો દીકરો **યમ**ને આપીશ એમ બાપે બોલ્યા પછી, આપણે જોઇએ છીએ કે દીકરો એકદમ **યમ વૈવસ્વત**ના ધામમાં જાયછે, અને **યમ** ત્યાં નહીં હોવાથી બ્રાહ્મણને જે આદરસત્કાર આપવો જોઇએ તે કોઇ તેને આપતું નથી. તેથી જ્યારે **યમ** ત્રણ દિવસની ગેરહાજરી પછી પાછા આવેછે ત્યારે તે પોતાની દિલગીરી જાહેર કરેછે, અને તે બ્રાહ્મણના દીકરાને ત્રણ વરદાન માગવાનું કહેછે. આ

જુવાન જીજ્ઞાસુએ પ્રથમ એ માગ્યું કે હું જ્યારે પાછો જાઉં (એટલે તે ફરી સજીવન થવા સ્પષ્ટ રીતે માગેછે) ત્યારે મારો બાપ મારા ઉપર ગુસ્સે ન થાય, બીજું એ કે જે યજ્ઞકર્મથી સ્વર્ગમાં સુખ મળેછે તેનું મને જ્ઞાન સંપાદન થાય, અને ત્રીજું એ કે માણસનું મૃત્યુ પછી શું થાયછે તેનું મને જ્ઞાન મળે. જ્યારે માણસ મરી જાયછે ત્યારે કેટલાક કહેછે કે તે છે ને કેટલાક કહેછે કે તે નથી આ મોટી શંકા છે, અને હું તે તમારી પાસેથી જાણવા માગુંછું, અને તેજ મારી ત્રીજા વરદાન માટે માગણી છે.

**યમ** તે સવાલનો જવાબ આપવાની ના પાડેછે, અને તે બ્રાહ્મણના છોકરાને લાલચમાં નાખવા માટે દરેક જાતની બક્ષીસ આપવાનું એટલે કે દ્રવ્ય, ખુબસુરત સ્ત્રીઓ, લાંબી આવરદા ને દરેક જાતનું સુખ આપવાનું વચન આપેછે. પણ તે લાલચોથી તેનો અતિથિ જરાએ ડગતો નથી, પણ કહેછે કે (૧, ૨૬): "હે **યમ,** આ ચીજો માત્ર આવતી કાલ સુધી પહોંચે છે, અને તે ઇંદ્રિયોના બળને ક્ષીણ કરી નાખેછે. આખી આવર્દા ગણો તોપણ તે ટુકી છે. તમારા ઘોડા તમારી પાસે રાખો, નૃત્ય ને ગાન તમારા માટે રાખો. દ્રવ્યથી કોઇ માણસને સુખી કરી શકાય નહીં. હે યમ, જ્યારે અમે તમને જોઈએ ત્યારે અમારાથી દ્રવ્ય રાખી શકાશે?"

આખરે **યમ**ને હારવું પડેછે તેણે ત્રણ વરદાન આપેલાં છે, અને તે તેણે પાળવાં જોઇએ. આ બધું આશરે ત્રણ હજાર વર્ષ પહેલાંની **હિંદુસ્થાન**નાં જીવન અને વિચારની સ્થિતિ

ઉપર અજવાળું નાખેછે. કારણકે જો કે આ સર્વ કવિતા છે, તોપણ આપણે યાદ રાખવું જોઇએ કે કવિતા હમેશાં સત્ય ઉપર આધાર રાખેછે, અને જે તાર સ્પર્શ થતાંવેંત સંગીત કરી શકે તે તાર ઉપર જો કવિઓએ આઘાત ન કર્યો હોત તો પછી તેમાંનો કોઇ પણ કવિ મનુષ્ય લાગણી જાગૃત કરી ન શકત.

પછી **યમ** કહેછે કે: "જે સુખો આનંદદાયક છે અથવા લાગેછે તે બધાં ઉપર વિચાર કરીને તેં તે સઘળાનો ત્યાગ કર્યો છે. જે રસ્તો દ્રવ્ય મેળવવાનો છે અને જે રસ્તે જવાથી ઘણા નાશ પામેછે તે રસ્તે તું ગયો નથી. અજ્ઞાનમાં વસતા મૂર્ખો, અને પોતાના અહંકાર અને મિથ્યાજ્ઞાનથી ફૂલાઇ ગયેલા જ્ઞાનીઓ, વારંવાર પર્યટન કર્યા કરેછે, અને આમનેમ આંધળાએ દોરેલા આંધળા માણસોની પેઠે ઠેબા ખાયછે. દ્રવ્યની માયાથી ઠગાયેલા વિચાર વિનાના બાળકની નજરે ભવિષ્ય તરતું નથી. તે એમ ધારેછે કે 'દુનિયા આ છે બીજી નથી'— અને આ પ્રમાણે તે ફરીફરીને મારી સત્તા નીચે પડેછે."

**યમે** ખાત્રી કરી કે પોતાના જુવાન બ્રાહ્મણ અતિથિએ સર્વ મનોવૃત્તિઓ વશ કરી છે; અને યજ્ઞ, અગર સામાન્ય દેવ ઉપર શ્રદ્ધા, અગર સ્વર્ગ સુખની આશા, તેમાંના કશાથી પણ તેને સંતોષ મળે તેમ નથી. પછી તેને તેના આત્માની બ્રહ્મ સાથેની એકતા બતાવવા માટે આ દુનિયાનું નિત્ય સત્ય જે બ્રહ્મ તેનું ખરૂં લક્ષણ બતાવવાનું **યમ** શરૂ કરેછે, કેમકે આ એકતા, ઉપનિષદો પ્રમાણે, ખરૂં અમરપણું છે. **યમ** કહે

છે કે "આત્મા નાનામાં નાનો ને મોટામાં મોટો છે અને સઘળા હૃદયમાં સંતાયેલો છે. જે માણસ ઈચ્છાથી મુક્ત છે અને શોકથી મુક્ત છે તે જગત્કર્તાની મહેરબાનીથી આત્માનો મહિમા જુવેછે.[1]"

"આત્મા* વેદથી કે બુદ્ધિથી કે ઘણી વિદ્યાથી પ્રાપ્ત થઈ શકતો નથી. જેને આત્મા વરેછે તેનાથી આત્મા પ્રાપ્ત કરી શકાય છે. આત્મા તેને પોતાના પુત્ર તરીકે પસંદ કરેછે."

---

[1]अणोरणीयान्महतो महीयान्
आत्मास्य जन्तोर्निहितो गुहायाम्।
तमक्रतुः पश्यति वीतशोको
धातुः प्रसादान्महिमानमात्मनः ॥

આ શ્લોકમાં धातुः प्रसादात्‌ને બદલે धातुप्रसादात् એ પાઠ વાંચવાનું ઘણું મન થાય એમ છે. તે પાઠનો અર્થ "બીજા-ના શાંત પડવાથી." બીજનો અર્થ ત્રણ ગુણ, સત્ત્વ, રજસ્ અને તમસ્; જુઓ जाबाल उप. ४. પણ धातुः प्रसादात् એ પદ श्वेताश्वतर उपनिषद् ३, ૨૦માં આવેછે અને महानारायण. उप. ८. ૩માં પણ આવેછે; પણ धातुप्रसादात् સમાસ ઉપનિષદોમાં આવતો નથી, અને प्रसाद શબ્દ કદિ ગુણના સમાનપણાના અર્થમાં વપરાતો નથી, પણ હમેશાં (ઇશ્વર ઇત્યાદિ) દેહીની મહેરબાનીના અર્થમાં વપરાયછે.

*नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन।
यमेवैष वृणुते तेन लभ्यः
तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्॥

આત્માનું જ્ઞાન અભ્યાસથી કે સારાં કર્મથી આવતું નથી, પણ આત્માની મહેરબાની અથવા સ્વતંત્ર પસંદગીથી આવેછે એ વિચાર ઉપનિષદોના કર્તાઓ વખતોવખત પ્રકટ કરેછે, પણ અગાઉ જેને ધાતા અથવા જગતકર્તાની મહેરબાની કહી તે અને આ એક નથી.

પછી **યમ** કહેછે કેઃ "કોઇ* પણ માણસ જે શ્વાસ ઉંચો જાયછે (પ્રાણ) ને જે શ્વાસ નીચો જાયછે (અપાન) ને જેને આપણે પ્રાણ વાયુ તથા અપાન વાયુ કહીએ છીએ તે વડે જીવતું નથી, પણ જેમાં આ બન્ને વસેછે તેવા એક બીજાએ કરીને આપણે જીવીએ છીએ." અહીં આપણે જોઇએ છીએ કે શરીરના ઇંદ્રિયમય જીવન અને આત્માના અસ્તિત્વ વચ્ચેનો તફાવત બ્રાહ્મણોએ સ્પષ્ટ રીતે જોયો હતો—જે તફાવત ઘણા મોડા વખતના પણ ઘણા તત્ત્વવેત્તાઓ જોઇ શક્યા નહોતા.

આગળ વધતાં **યમ** કહેછે કેઃ "જે § શ્રેષ્ઠ પુરૂષ, જ્યારે [1]માણસો ઉંઘતા હોયછે ત્યારે તેઓમાં જાગૃત રહેછે, અને

*न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन।
इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ॥

§य एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः। तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते। तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन।

१ જે શક્તિ ઉંઘતા મનુષ્યોનું રક્ષણ કરેછે એ પ્રમાણે તરજુમો કરવો એ તદ્દન અર્વાચીન વિચાર દાખલ કરવા જેવું થાયછે. તેમજ अत्येति નો અર્થ 'નાશીજવું' થતો નથી.

એક પછી એક રમણીય દેખાવ રચેછે, તે ખરેખર દેવછે, બ્રહ્મ છે અને તેજ અમર છે. બધી દુનિયાનો (લોકોનો) તેમાં સમાવેશ થાયછે, અને કોઇ બહાર જતું નથી."

"જેમ* એક અગ્નિ, દુનિયામાં આવ્યા બાદ, જો કે એક છે છતાં જે સ્વરુપ તે ગ્રહણ કરેછે તેના જેવો થાયછે, (જેને તે બાળેછે તેના જેવો થાયછે), તેવીજ રીતે બધી ચીજોમાં રહેલો એક આત્મા જેમાં જેમાં તે પ્રવેશ કરેછે તે તે મુજબ જૂદો જૂદો થાયછે,—પણ તે બહાર પણ રહેછે."

"જેમ આખી § દુનિયાની આંખ સૂર્ય, આંખે જોયેલી બહારની ગંદકીથી ભ્રષ્ટ થતો નથી તેવીજ રીતે સર્વ ચીજમાં રહેલો એક આત્મા દુનિયાના દુઃખથી, પોતે બહાર હોઇને, ભ્રષ્ટ થતો નથી."

જેવી રીતે આપણે (યુરોપીયનો) માનીએ છીએ કે ઇશ્વર સર્વ ચીજોમાં હાજર છતાં પણ તેમનાથી અતિક્રાન્ત છે (વેસ્ટ-

*अग्निर्यथैको भुवनं प्रविष्टो
रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥

§सूर्यो यथा सर्वलोकस्य चक्षुः
न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
न लिप्यते लोकदुःखेन बाह्यः ॥

કોઠ, સેંટજેન, પા. ૧૬૦) તેવીજ રીતે અહીં આત્મા મૂર્તિમાન થયા પછી પણ તે સર્વથી અતિક્રાન્ત છે તે લક્ષણ પ્રતિપાદિત થયેલું આપણે જોઇએ છીએ. આગળ વધતાં વળી યમ કહેછે કે "*સર્વ ચીજમાં રહેલો આત્મા એ એકજ અંતરયામી છે. તે એક રૂપને અનેક કરેછે. જે જ્ઞાનીઓ તેને પોતાના આત્મામાં રહેલો જુવેછે તેને માટે શાશ્વત સુખ છે, બીજાને માટે નથી."

"†તેનું સ્વરુપ ચક્ષુગમ્ય નથી, કોઇ તેને આંખથી જોતું નથી, હૃદય, જ્ઞાન તથા મન તેનો આકાર જાણેછે. જેઓ આ વાત જાણેછે તેઓ અમર છે."

આ ઉપનિષદ્નો કર્તા ગમે તે હોય પણ તેના મનમાં, "આત્મા અમર છે" એ સિદ્ધાંત, દલીલથી સાબીત કરવા જેવો છે એમ જરા પણ ઉગ્યું નહોતું, એ યાદ રાખવા લાયક વાત છે. દુનિયાની ઘણી ખરી પ્રાચીન પ્રજાઓના ધર્મોને, તેમજ જે જંગલી જાતોના, આત્મા વિષે અને મોત પછીની તેની ગતિ વિષેના અભિપ્રાયો આપણે જાણીએ છીએ, તેના ધર્મોને પણ, આ વાત લાગુ પડેછે. આત્મા અમર છે એ સિદ્ધાંતના ટેકામાં

*एको वशी सर्वभूतान्तरात्मा
एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीराः
तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥

†न सन्दृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम्।
हृदा मनीषी मनसाभिक्लृप्तो य एतद्विदुर मृतास्ते भवन्ति ॥

દલીલો એકઠી કરવાને કાંઇ પણ યત્ન કરવામાં કદિ આવતો નથી, તેનું સાદું કારણ એ જણાયછે કે જો કે શરીરના નાશ અને છેવટના પૃથક્કરણ માટે સ્પષ્ટ પુરાવો હતો તોપણ માણસના અનુભવમાં કદિ આત્માના મૃત્યુ જેવું કાંઇ પણ આવ્યું નહોતું. મૃત્યુ પછી આત્મા કેવી રીતે જીંદગી ગુજારશે તે બાબતના વિચારો ખરેખર ઘણીવાર બહુ મૂર્ખાઇ ભરેલા અને અપૂર્ણ હોયછે, છતાં શરીરના મોત પછી આત્માનો પૂર્ણ છેડો આવી રહેશે એ સૌથી મૂર્ખાઇ ભરેલો ને અપૂર્ણ વિચાર સ્પષ્ટ રીતે પાછળના જમાનાનો છે. બીજાં ધર્મ પુસ્તકોની પેઠે, મૃત્યુ પછી આત્મા કયાં કયાં વસશે તેના બહુ વિચિત્ર વર્ણનો ઉપનિષદોમાં કરેલાં છે, અને શરીર છોડીને ગયેલા આત્માનાં સુખ અને દુઃખ વિષે તેમાં દર્શાવેલા વિચારો ગ્રીક લોકોના વિચારોથી ભાગ્યેજ ચડિયાતા છે. આ વિચિત્ર ખ્યાનોએજ કદાચ વધારે ગંભીર તત્ત્વજ્ઞાનીઓની શંકાઓ ઉત્પન્ન કરી હોય, અને લોકોમાં મનાતા આવેલા આત્માના અમરપણા વિષે તેમની માન્યતા, તેમજ વૈકુંઠ અને જંબુદ્વીપ વિષે તેમની પ્રાચીન માન્યતા પણ, છોડી દેવાની તેમને ફરજ પાડી હોય. તોપણ ઉપનિષદોએ તો વધારે ડહાપણનો રસ્તો લીધો છે. લૌકિક માન્યતા વિરૂદ્ધ તેઓમાં દલીલ કરવામાં આવી નથી. જે લોકો જે સુખ તેઓએ આ દુનિયામાં ભોગવ્યાં છે તેના વધારા કરતાં વધારે ઉચું સુખ જાણતા નથી, અને જેઓ સારાં કર્મથી પોતાની માનુષ્ય આશાઓ તથા ઇચ્છાઓની સિદ્ધિ માટે પાત્ર થયાછે, તેઓના ઉપયોગ માટે પ્રાચીન મત,

ઉપનિષદો તેમના તેમ રહેવા દેછે. પણ જે લોકોએ નિત્ય બ્રહ્મનું અને તેની સાથે પોતાની એકતાનું જ્ઞાન સંપાદન કર્યું હતું, અને જેઓ મર્ણ પછીની પોતાની હયાતી વિષે મર્ણ પહેલાની પોતાની હયાતીની પેઠે શંકા રહિત હતા, તેમને માટે ઉપનિષદોમાં વધારે ઉચી અમરતા, અથવા ખરૂં કહીએ તો એકજ ખરી અમરતા, અલગ રાખવામાં આવીછે. ઉપનિષદોના ઋષિઓ જાણતા હતા કે તેમનું ખરૂં અસ્તિત્વ બ્રહ્મના અસ્તિત્વની પેઠે આદિ વગરનું અને તેટલા માટે અંત વગરનું હતું; અને પોતાનું ભવિષ્ય અસ્તિત્વ કેવું યથાર્થ સ્વરુપ ગ્રહણ કરશે, તે વિષે અટકળો નહીં કરવામાં તેઓએ ડહાપણ વાપર્યું છે. અમરતાને જ્ઞાનના ફળ તરીકે સ્થાપિત કરવામાં આવી છે. જેવો માણસ પોતાને, અથવા બીજા શબ્દોમાં કહીએ તો પોતાના આત્માને, પીછાને છે એટલે કે જેવો તે પોતાનામાં રહેલા પરમાત્માને ઓળખે છે, તેવોજ તે અમર થાયછે

આ આખા તત્ત્વજ્ઞાનને **હિંદુસ્થાન**ના પ્રાચીન ઋષિઓની સામાન્ય મિલ્કત કહી શકાય. સ્વાભાવિક રીતે તે જ્ઞાન છોકરાંને અથવા ઉચા વિચાર માટે લાયકાત નહીં ધરાવતા લોકોને શીખવાતું નહીં; પણ જન્મ અને કેળવણીથી લાયક થયેલા કોઇ પણ શખ્સ પાસેથી તે દૂર રાખવામાં આવતું નહીં. આપણને આશ્ચર્ય લાગેછે તે એ છે કે જ્યારે **યમને** પોતાના જુવાન પરોણાને જ્ઞાન આપવાની ફરજ પડેછે ત્યારે તે પણ સ્હેજ મૌન ધારણ કરેછે. આપણે જોઇએ છીએ કે ગુરૂ પોતાના જ્ઞાનની ઉચી કિમ્મતથી પૂર્ણ વાકેફ હોવાથી તે

તે જ્ઞાન પોતાના શિષ્યને જરા આનાકાનીથી, કેમ જાણે ઘણુંમાં ઘણી મૂલ્યવાળી ચીજ આપતો હોય નહીં તેવી રીતે, આપેછે.

## ૨ મૈત્રાયણ ઉપનિષદ્‌માંથી ફકરાઓ.

આપણે તેવીજ આનાકાની મૈત્રાયણ ઉપનિષદ્‌માંથી લીધેલા એક બીજા આખ્યાનમાં પણ જોઇએ છીએ. આ આખ્યાનમાં જુવાન બ્રાહ્મણને બદલે એક વૃદ્ધ રાજાની વાત છે. તેણે પોતાના દીકરાને તાજ આપી દીધો, અને પોતે જન્મ મરણું ઉપર વિચાર કરવા માટે અરણ્યમાં ચાલી નીકળ્યો. ત્યાં તેને એક જ્ઞાની ઋષિ મળ્યો અને તેણે તેને પગે પડીને કહ્યું: "હે સાધુ, હું આત્મા જાણતો નથી, તમે તેનું તત્ત્વ જાણોછો. માટે મને તે શીખવો."

અહીં પણ ગુરૂ પ્રથમ રાજાને કહેછે કે જે તું પૂછેછે તે શીખવવું મુશ્કેલ છે. પણ રાજા આગ્રહ કરેછે. તે કહેછે: "આ અપ્રિય મિથ્યા શરીર જે માત્ર અસ્થિ, ચર્મ, સ્નાયુ, મેદ, માંસ, શુક્ર, રૂધિર, શ્લેષ્મ, અશ્રુ, કફ, વિષ્ઠા, જલ, પિત્ત અને પંકનો જથ્થો છે તેમાં મોજશોખ ભોગવવાથી શું ફાયદો? આ શરીર કામ, દ્વેષ, લોભ, મોહ, ભય, પીડા, ઇર્ષા, વિયોગ, કુસંગ, ભૂખ, તરસ, જરા, મૃત્યુ, રોગ, શોક અને બીજાં દુઃખોને વશ છે તો પછી તેમાં મોજશોખ ભોગવવાની શી જરૂર છે? આપણે જાણીએ છીએ કે કીડાઓની પેઠે અને ઉગતા અને સુકાઈ જતા છોડ અને ઝાડોની પેઠે સર્વે નાશવંત છે. મોટા રાજ્યકર્તાઓ, ધનુર્ધારીઓ (ત્યાર પછી ઘણાં નામો આવેછે) પોતાના આખા કુટુંબની નજર આગળ મોટામાં

મેહું સુખ છોડી દઇને આ દુનિયા છોડી બીજીમાં ચાલ્યા ગયાછે. મોટા સમુદ્રો સુકાઇ ગયા છે, પર્વતો પડી ગયાછે, ધ્રુવનો [1]તારો પણ ચલાયમાન થાયછે, જે દોરીઓ તારાઓને ટકવી રાખેછે તે કપાઈ[2] ગઇછે, પૃથ્વી ડુબી[3] ગઇછે, અને દેવો પણ પોતાના સ્થાનેથી નાશી ગયાછે. એવી આ દુનિયામાં જો મોજશોખ ભોગવીને પણ માણસને ફરીફરીને આવવું પડે તો પછી તે ભોગવવાથી શું ફાયદો?" (અહીં આપણે પુનર્જન્મ માટેની બીક જોઇએ છીએ; મોતની બીક નથી, પણ જન્મની બીક છે; આ બીક આપણે **હિંદુસ્થાન**ના આખા તત્ત્વજ્ઞાનમાં જોઇએ છીએ). આગળ વધતાં રાજા કહેછે; "તેટલા માટે મને મહેરબાની કરીને બહાર કાઢો. આ દુનિયામાં હું સુકા કુવાના દેડકા જેવો છું. હે સાધુ, તમે માર્ગ છો, તમે મારો માર્ગ છો."

ત્યાર પછી શિક્ષણ શરૂ થાયછે. આ શિક્ષણ કાંઇ ગુરૂના મનમાંથી નીકળતું નથી, પણ મૈત્રિ કરીને બીજા ગુરૂ પાસેથી તે જે શીખેલો છે તે તે કહેછે. મૈત્રિ પણ આપણે જેને ગ્રંથ કર્તા કહીએ તેવી રીતે સ્થાપિત થયો નથી, પણ પ્રજાપતિ વાલખિલ્ય નામના ઋષિઓ આગળ જે બોલેલા તેજ માત્ર તે કહેછે. આ બધું દૂરનો ઐતિહાસિક પૂર્વકાળ સુચવેછે, અને જો

[1] વિષુવત્‌ના (ઇક્વીનોક્સના) પ્રસ્થાન બાબત ઘણુંકરીને જુનામાં જુના નિર્દેશો.

[2] ખરતા તારા અથવા પૂછડીઆ તારા બાબત આમ લખ્યું હોય.

[3] જલપ્રલયની દંત કથાને ઉદ્દેશીને આ વાક્ય લખાયેલું લાગેછે.

કે કેટલીક હકીકતો આપણને વિચિત્ર લાગે તોપણ આપણને ખાત્રી થાયછે કે આ ઉપનિષદોમાં જે જીવન વર્ણવ્યું છે તે ખરૂં જીવન હતું, તે મનોહર અને અતિ ફળદ્રુપ દેશમાં આવી રહેનારાઓ ઘણા પ્રાચીન કાળમાં જે વિચારો ઉપનિષદોમાં લખાયેલા છે તેમનું પ્રતિપાદન (નિરુપણ) કરવામાં રોકાયેલા હતા, તેઓ ખરેખર આપણા કરતાં જૂદીજ જાતના, બીજી કોઇ પણ જાત કરતાં ભિન્નજ હતા, તેઓ દૃશ્ય ચીજો કરતાં અદૃશ્ય માટે વધારે કાળજી ધરાવતા, અને તેમના રાજાઓ અને રાજકુમારો તેમના પ્રચ્છાય અને શીતળ આશ્રમ તરૂઓમાં જન્મમર્ણના ગહન સવાલો ઉપર વિચાર કરવા માટે પોતાના તખ્ત ઉપરથી ખરેખર ઉતરીને પોતાના મહેલ છોડી દેતા. ઘણા કાળાન્તરે **ગૌતમ બુદ્ધે** તેમજ કર્યું હતું, અને તેના જીવનની સામાન્ય હકીકત ઉપર અવિશ્વાસ રાખવો એ ઐતિહાસિક શંકાશીલતાની યોગ્ય હદ કુદાવી જવા જેવું છે, માટે એ નિશ્ચિત છે કે તે રાજાનો દીકરો હતો અને તત્ત્વવેત્તા અને ત્યાર પછી ગુરૂ થવા માટે તેણે પોતાની ગાદી અને પોતાના સર્વસ્વનો ત્યાગ કર્યો. જ્યારે આપણે જોઇએ છીએ કે બુદ્ધ અને ઉધારક થવા માટે તેણે પોતાનાં મુગટ અને દોલત, સ્ત્રી અને બાળક તજી દેવાથીજ લોકોમાં કેવી જીત મેળવી ; તેમજ જ્યારે આપણે જોઇએ છીએ . કે બ્રાહ્મણોએ તેને સખ્તમાં સખ્ત મ્હેણું મારેલું તે એ હતું કે તું ક્ષત્રિય થઇને ધર્મ ગુરૂનું કામ ઉઠાવી લેવાની ઉદ્ધતાઈ ધારણ કરેછે—ત્યારે આપણે ઐતિહાસિક હકીકતજ સાંભળીએ છીએ

તેમાં આપણને લેશ માત્ર શંકા ઉત્પન્ન થતી નથી, પછી ગમે તો તે હકીકતોને તેના ઉત્સાહી અનુયાયીઓએ મોટું સ્વરૂપ આપ્યું હોય.

આ ઉપનિષદ્‌માં પહેલો સવાલ પૂછવામાં આવ્યો છે તે નીચે મુજબ છે: "હે સાધુ, આ શરીર ગાડાની પેઠે ચૈતન્ય વગરનું છે. કોણે આ શરીરને ચૈતન્યવાળું કર્યું છે અને કોણ તેનો હાંકનાર છે?" પછી પ્રજાપતિ જવાબ આપેછે કે દુનિયાના પદાર્થો વચ્ચે વિકાર રહિત, અનંત, અવિનાશી, અજ અને સ્વતંત્ર જે ઉંચે ઉભો છે તે તે છે, અને બ્રહ્મજ આ શરીરને ચૈતન્યવાળું કર્યુંછે અને તે તેનો હાંકનાર છે.

પછી એક બીજો સવાલ પૂછવામાં આવેછે. તે એ છે કે વિકાર અને ઈચ્છા વિનાનું બ્રહ્મ એમ કરવાને કેવી રીતે પ્રેરાય? આનો જવાબ જરા ગાથા રૂપે છે. એમાં એમ કહ્યું છે કે પ્રજાપતિ (વિશ્વ) પ્રથમ એકલો હતો, અને જ્યારે તે એકલો હતો ત્યારે તેને કાંઇ સુખ નહોતું, અને આત્મચિંતન કરીને તેણે ઘણાં પ્રાણી બનાવ્યાં. તેણે તેમના તરફ જોયું તો તેને તેઓ પથ્થર જેવાં, ચૈતન્ય વિનાનાં અને નિર્જીવ સ્થંભ જેવાં લાગ્યાં. તેને સુખ મળ્યું નહીં, અને તેથી તેઓ જાગૃત થાય તે માટે તેઓની અંદર જવાનો તેણે વિચાર કર્યો. આ કામ તેણે પોતાની અસાધારણ રીતે પાર પાડયું, અને પછી જો કે તે પોતે સ્થિર અને અદુષિત રહ્યો તોપણ તેઓમાં તે ચૈતન્યરૂપ થયો. ત્યાર પછી શરીર સંબંધી અને મનસંબંધી હકીકતો આવેછે, જે જાણવાની આપણે જરૂર નથી. ત્યાર

બાદ મનોહર વાક્યોમાં બ્રહ્મનું સૂર્ય અને પ્રકૃતિના બીજા ભાગોમાં રહેલું અસ્તિત્વ પ્રદર્શિત કરેલું છે; પણ સમાપ્તિ હમેશાં એક સરખી છે અને તે નીચે મુજબ છેઃ—

"જે અગ્નિમાં છે તે, અને જે હૃદયમાં છે તે, અને જે સૂર્યમાં છે તે બધાં એકજ છે, અભિન્ન છે," અને જે આ (સિદ્ધાંત) જાણેછે તે એક સાથે એક થાયછે (૬, ૧૭). "જેમ પક્ષીઓ અને હરણો જ્વાળામુખી પર્વત પાસે જતાં નથી તેમ જેઓ બ્રહ્મ જાણેછે તેની આગળ પાપ આવતું નથી." છેવટે ૬, ૨૦માં લખ્યું છે કે "આ વિચારના પ્રસાદે કરીને તે સર્વ સારાં નરસાં કામનો નાશ કરેછે; તેનો પ્રસન્ન આત્મા પરમાત્મામાં રહીને પરમ સુખ પ્રાપ્ત કરેછે."

પ્રજાપતિ કહેછે કે "માત્ર વિચારો નવા જન્મ મરણના ફેરા ખવરાવે છે; તેટલા માટે માણસે પોતાના વિચાર શુદ્ધ કરવા મથવું. માણસ જેનો વિચાર કરેછે તેજ તે છેઃ આજ પ્રાચીન [1]રહસ્ય છે (૬–૩૪). જેવા રીતે માણસના વિચારો આ દુનિયાની ચીજો ઉપર ચોટેલા છે તેવીજ રીતે જો પરમાત્મા અથવા બ્રહ્મ ઉપર ચોટેલા હોય તો પછી બંધનથી મુક્ત કોણ ન થાય? જ્યારે માણસ, આળસ, મોહ અને પ્રવૃત્તિથી પોતાનું મન દૂર કરીને પોતાના મનોવિકારથી મુક્ત થાયછે,

[1] તેજ વિચાર બુદ્ધે ધમ્મપદના પ્રથમ શ્લોકમાં બતાવ્યો છે (પૂર્વ દેશનાં ધર્મ પુસ્તકો ૧૦ પા. ૩): જે આપણે છીએ તે સર્વ જેનો આપણે વિચાર કર્યો છે તેનું પરિણામ છે, તેનો પાયો આપણા વિચાર છે, તે આપણા વિચારોનું બનેલું છે.

આરેજ તે પરમપદને પ્રાપ્ત કરેછે. "પાણી પાણીમાં, અગ્નિ અગ્નિમાં, આકાશ આકાશમાં, કોઇ પણ તેમનો ભેદ પાડી શકતું નથી; તેવીજ રીતે જે માણસના આત્માએ પરમાત્મામાં, એટલે કે બ્રહ્મમાં, પ્રવેશ કર્યોછે તે મુક્તિ પ્રાપ્ત કરેછે."

**વિષયી અને વિષયનું શંકરાચાર્યે કરેલું વિવેચન.**

આ સાધનોવડે વેદાંત દર્શનના કર્તા અથવા કર્તાઓએ કેવું આશ્ચર્યકારક તત્ત્વદર્શન ઉભું કર્યું તે હવે આપણે જોઇએ. છુટક છુટક કટકાઓને અહીં સંભાળપૂર્વક એકઠા કરવામાં આવ્યા છે, અને નિયમસર ગોઠવ્યા છે, એક પગથિયા પછી બીજું પગથિયું આવેછે, અને દલીલની દોરી કદિ પણ ત્રુટતી કે ખોવાઇ જતી નથી. કહેવાતાં વેદાંતસૂત્રોનો તરજુમો થઇ શકે તેમ નથી, અને તેમનો તરજુમો કરવામાં આવે તોપણ મારા ભાષણના સૂચિપત્રનાં જૂદાં જૂદાં મથાળાં પેઠે તેનો અર્થ સમજાશે નહીં. તોપણ હું તમને **શંકરાચાર્ય**ની શૈલીનો નમુનો બતાવીશ. આ સૂત્રો ઉપર તેણે મહાભાષ્ય લખ્યું છે, અને **હિંદુસ્થાન**ના સાહિત્યના ઇતિહાસમાં વેદાંત દર્શનનો મુખ્ય પ્રતિનિધિ તે છે. પણ મારે તમને પહેલેથી સૂચવી રાખવું જોઈએ કે તેની શૈલી જો કે સાધારણ પુસ્તકની શૈલીને ઘણી મળતી છે તોપણ સમજવી મુશ્કેલ છે, અને **એરિસ્ટોટલ** અથવા કૂટની ગહન દલીલો સમજવા માટે ધ્યાન આપવાનો જેટલો પ્રયત્ન કરવો પડેછે તેટલો તેને માટે પણ કરવાની જરૂર છે.

**શંકરાચાર્ય** પોતાના ગ્રંથની શરૂઆતમાંજ લખેછે કે

"વિષયી ને વિષય જે अहं=હું અને इदं=આની સંજ્ઞા નીચે આવેછે (અથવા આપણે (યુરોપીયનો) કહીએ તો इगो [હું=ચૈતન્ય] અને नोन-इगो [હું સિવાય બીજું=જડ]ની સંજ્ઞા નીચે આવેછે) તેઓ અંધારા અને અજવાળાની પેઠે સ્વભાવથીજ પરસ્પર વિરૂદ્ધ છે, અને તેટલા માટે એકબીજાની જગાએ આવી શકે નહીં. તે ઉપરથી ફલિત થાયછે કે તેમના ગુણો પણ અદલી બદલી શકાય નહીં." અહીં શંકરાચાર્યનો કહેવાનો અર્થ એ છે કે વિષયી ને વિષય અથવા अहं અને इदं એ નામ જેને આપવામાં આવેછે તે એકબીજાથી ભિન્ન છે એટલુંજ નહીં, પણ અત્યંત વિરૂદ્ધ અને અનન્યસાધારણ છે, એટલે કે જે વિષય તરીકે ધારવામાં આવેછે તે કદિ વિષયી તરીકે ધારી શકાય નહીં, અને જે વિષયી તરીકે ધારવામાં આવેછે તે કદિ વિષય તરીકે ધારી શકાય નહીં "હું જડછું (अहमिदमस्मि)" અથવા "જડ હું છે (इदमहमस्ति)" એમ આપણે ધારી શકીએ નહીં અગર બોલી શકીએ નહીં, તેમજ વિષયના ગુણોને ઠેકાણે આપણે વિષયીના ગુણો કદિ પણ મૂકી શકીએ નહીં. દાખલા તરીકે इदं=આ જોવાય, સંભળાય અને અડકી શકાય, પણ अहं અથવા "હું" તે કદિ પણ જોવાય, સંભળાય કે અડકાય નહીં. તેનું અસ્તિત્વ એજ તેનું જ્ઞાન છે, પણ તેના અસ્તિત્વને જ્ઞાનની અપેક્ષા નથી.

આ સામાન્ય સિદ્ધાંત સ્થાપિત કર્યા પછી શંકર કહેછે કેઃ "તેટલા માટે આપણે એવા સિદ્ધાંત ઉપર આવીએ છીએ કે જે વિષયવાચક છે એટલે કે જે अहंની સંજ્ઞા પામેછે ને જડ

છે તે અને તેના ગુણો, જે વિષયીવાચક છે એટલે કે જે इदं ની સંજ્ઞા પામેછે ને ચૈતન્ય છે તેને લાગુ પાડવા એ તદ્દન ખોટું છે; તેમજ તેથી ઉલટું જે વિષયીવાચક છે તે પણ જે વિષયવાચક છે તેને લાગુ પાડવું તદ્દન ખોટું છે. વિષયી કદિ વિષયી સિવાય બીજું થઇ શકે નહીં, વિષય હમેશાં વિષયજ રહેછે

"તોપણ મનુષ્ય સ્વભાવની ખાસિયત છે કે અથવા બીજા શબ્દોમાં બોલીએ તો વિચારની આવશ્યકતા છે કે—અને આ ખાસિયત મનુષ્ય જાત છોડી શકતી નથી તે એ કે—જે સત્ય છે અને જે અસત્ય છે તેને ભેગી દઇને કહેવું કે 'હું આ છું, અને આ મારૂં છે.' આ ખાસિયતનું કારણ એ છે કે જો કે વિષયી ને વિષય તદ્દન જૂદાં છે છતાં તેમને ખોટી રીતે સમજવાથી તેમની વચ્ચેનો ભેદ જોઇ શકાતો નથી અને એકના ગુણો બીજા ઉપર આરોપાય છે."

તમે સહેલાઇથી સમજી શકશો કે **શંકરાચાર્ય** વિષયી અને વિષય માત્ર તેમના નૈયાયિક અર્થમાં વાપરતા નથી. તેના વિષયી શબ્દનો અર્થ જે ખરૂં અને સત્ય છે તે એટલે કે આત્મા થાયછે, પછી ગમે તો તે પરમાત્મા કે જીવાત્મા હોય; અને તેના વિષય શબ્દનો અર્થ જે દૃશ્ય અને અસત્ય છે તે, દાખલા તરીકે ઇંદ્રિયયુક્ત શરીર અને આખી દૃશ્ય દુનિયા, એ થાયછે. "હું મજબૂત છું અથવા હું નબળો છું, હું આંધળો છું અથવા હું જોઇ શકુંછું" એવાં વાક્યોમાં જડ અને ચૈતન્ય બન્નેને સંયુક્ત કરવાથી અજ્ઞાન ઉત્પન્ન થાયછે. તે કબૂલ

કરેછે કે આ અજ્ઞાન મનુષ્યને સ્વાભાવિક છે, પણ તે તેમ છતાં ખોટું છે અને તે ખોટું કરીને આખરે તેનો વેદાંત દર્શનથી નાશ કરવો જોઈએ.

ત્યાર પછી અધ્યાસ એટલે કે જેણે કરીને વિષયીને વિષયવાચક કરાયછે તેનો અર્થ શું તેનું વિવેચન કરવામાં આવ્યુંછે. બધી વ્યાખ્યાઓ તપાસતાં તેમની સામાન્ય મતલબ નીચેની વ્યાખ્યામાં આવી જાયછેઃ—અધ્યાસ એટલે પ્રથમ જોયેલી કોઇ પણ ચીજ પોતે ઓળખી કાઢવી પણ તે ચીજ કોઇ બીજે સ્થળે જુવેછે એમ પોતાના મન અથવા સ્મરણમાં કલ્પવું તે. દાખલા તરીકે કેટલાક લોકો છીપને રૂપું ધારેછે, એટલે કે રૂપાના ગુણોનો છીપ ઉપર અધ્યાસ કરેછે. વળી બીજો દાખલો લ્યો. જો કે લોકો સારી રીતે જાણેછે કે ચંદ્રમા એકજ છે છતાં કેટલાએક લોકો એમ ધારેછે કે તેઓ બે ચંદ્રમા જુવેછે. તેવીજ રીતે લોકો ધારેછે કે જીવાત્મા એજ ખરો વિષયી અથવા આત્મા છે; અથવા જો કે આત્મા એક તથા સર્વમય છે, છતાં એમ ધારેછે કે શરીર અને આત્મા એમ બે વિષયી છે. સર્વ ભ્રાન્તિનું કારણ આ અધ્યાસ છે, અને તેનું લક્ષણ એ છે કે કોઇ પણ ચીજને જે તે નથી તે લેખવી. દાખલા તરીકે દયાળુ માણસ કહે કે મને ઠીક નથી, હું દુઃખી છું, હવે ખરૂં જોતાં તો તે પોતે તદ્દન આરોગ્ય છે પણ તેનાં બાઈડી છોકરાંજ દુઃખી છે. તેવીજ રીતે કોઇ માણસ કહે કે હું જાડો યા પાતળો છું, હું ચાલુંછું, ઉભો રહુંછું કે કુદુંછું, હું કાંઇ કરૂંછું, હું આ કે તે ઇચ્છુંછું. હવે ખરૂં જોતાં તે

પોતે એટલે કે તેનો આત્મા આ કરવાના તથા ઇચ્છવાના કર્મનો માત્ર સાક્ષી છે, જોનારો છે અને શરીરની વિવિધ અવસ્થાથી કેવળ સ્વતંત્ર છે.

છેવટે **શંકરાચાર્ય** ટુંકામાં કહેછે કે આ અસત્ય અધ્યાસ અથવા ભ્રાન્તિ ઉપર જે જ્ઞાન રચાયેલું છે તે સર્વ જ્ઞાન એટલે કે શાસ્ત્ર અથવા સામાન્ય તત્ત્વજ્ઞાન અથવા ધર્મશાસ્ત્ર અથવા કોઈ બીજા ગમે તે વિષયમાં જેને આપણે સત્ય જાણીએ છીએ અથવા માનીએ છીએ તે સર્વ, અવિદ્યા છે, અને આ અવિદ્યાને દૂર કરી વિદ્યા અથવા સત્ય જ્ઞાન પ્રવર્તાવવું એ વેદાંત દર્શનનો હેતુ છે.

આ જાતની દલીલ આપણને **(યુરોપીયનોને)** વિચિત્ર લાગે કેમકે આપણે વિચારના જૂદાજ આવરણમાં ઉછરેલા છીએ; પણ તેમ છતાં તે દલીલમાં એક અગત્યનો વિચાર સમાયેલો છે, અને આ વિચારનો **યુરોપીયન** તત્ત્વવેત્તાઓએ કદિ પણ પૂર્ણ ઉપયોગ કર્યો નથી. તે એ કે જે વિષયી વાચક છે અને જે વિષયવાચક છે તે વચ્ચે દૃઢ અસમાનતા છે. બીજા શબ્દોમાં કહીએ તો વિષયી કદિ વિષય ન થઇ શકે, અને વિષય કદિ વિષયી ન થઇ શકે. વેદાંતીઓએ વિષયી શબ્દ નૈયાયિક પારિભાષિક શબ્દ તરીકે નહીં પણ તત્ત્વવિદ્યાના પારિભાષિક શબ્દ તરીકે વાપર્યો છે. પોતે, આત્મા, ચૈતન્ય અથવા જે કાંઇ નામ માણસ તથા ઇશ્વરમાં રહેલા નિત્ય તત્ત્વને અપાતું હોય તેનું વિષયી એ બીજું નામછે. **યુરોપીયન** તત્ત્વવેત્તાઓ આત્મા વિષે ગમે તે વિચાર ધરાવતા હોય તોપણ તેઓ

હમેશાં આત્મા જાણી શકાય તથા વર્ણવી શકાય અને તેટલા માટે વિષય થઇ શકે એવી રીતે તેના વિષે બોલેછે. જો હિંદુ તત્ત્વવેત્તા કોઇ પણ બાબત ઉપર સ્પષ્ટ હોય તો તે એ બાબત છે કે વિષયીવાચક આત્મા, સાક્ષી અથવા જ્ઞાતા અથવા બ્રહ્મ એ, વિષયવાચક તરીકે કદિ જાણી શકાય નહીં પણ માત્ર પોતેજ હોઇ શકે અને તેથી પોતાનેજ જાણે.

આત્મા અથવા વિષયી એ વિષય તરીકે જાણી શકાય એ વાત **શંકરાચાર્ય** કદિ પણ કબૂલ કરશે નહીં. આપણે આપણે હોઇનેજ આપણને જાણી શકીએ છીએ; અને જો બીજા લોકો ધારતા હોય કે તેઓ આપણને જાણેછે તો તેઓ આપણા બહારના દેખાવનેજ જાણેછે, પણ કદિ આપણા વિષયી વાચક આત્માને જાણતા નથી, કેમકે તે વિષયી સિવાય બીજું હોઇ શકેજ નહીં; તે જાણેછે, પણ જાણી શકાય તેવો નથી. તેવીજ રીતે જો આપણે એમ ધારતા હોઇએ કે આપણે બીજાને જાણીએ છીએ તો જે આપણે જાણીએ છીએ તે દૃશ્ય, જ્ઞેય એટલે કે બહારનો દેખાવજ છે, પણ સર્વવ્યાપક આત્મા નથી. તેમજ જો આપણે આકાશ, નદી કે પર્વત જેવા વિષય પદાર્થ ઉપર આત્મત્વ આરોપીએ તોપણ આપણી ભૂલ થાયછે. આપણે તેથી પુરાણના દેવો અને મૂર્ત્તિઓ ઉત્પન્ન કરીએ છીએ. આપણને ખોટું, અસત્ય જ્ઞાન થાયછે.

જ્યારે આપણે કહીએ કે આખી દુનિયાના દૃશ્ય અને અદૃશ્ય, સત્ અને અસત્ એવા ભાગ પડેલા છે ત્યારે વેદાંતીઓ એમ કહેશે કે દુનિયા વિષયી અને વિષયવાચક છે (ચૈતન્ય

અને જડ છે), અને જે તેમના કહેવા પ્રમાણે વિષયીવાચક છે તે વિષયવાચક તરીકે જોવાતી નથી, તેમજ તેથી ઉલટું જે વિષયવાચક છે તે વિષયીવાચક તરીકે જોવાતી નથી. માનસશાસ્ત્રો કદાચ એમ ધારે કે તેઓ આત્માને જ્ઞાનના વિષય તરીકે લઇ શકે, તેના વિભાગ પાડી શકે અને તેનું વર્ણન આપી શકે. પણ વેદાંતીઓ કહેશે કે જેના તે વિભાગ પાડેછે, જેની તેઓ તુલના કરેછે અને જેનું તે પૃથક્કરણ અને વર્ણન કરેછે તે તેમના અર્થ પ્રમાણે આત્મા નથી, વિષયી નથી, અને જો "પોતે" એ શબ્દ એના શ્રેષ્ઠ અર્થમાં વાપરીએ તો તે પણ નથી. જેને તેઓ ઉપલબ્ધિ, સ્મરણ ને વિચાર કહેછે, જેને તેઓ ઇચ્છા ને યત્ન કહેછે તે સઘળું, વેદાંતીઓના મત પ્રમાણે, આત્માની બહાર છે, અને તે સર્વ પોતાના શ્રેષ્ઠ અને ઉત્તમ સ્વરૂપમાં પણ જે પડદા મારફત નિત્ય આત્મા દુનિયા તરફ જુવેછે તે પડદા સિવાય બીજું કશું નથી. પડદાની પાછળ રહેલા આત્મા વિષે તે છે તે કરતાં વિશેષ આપણે જાણી શકતા નથી, અને આટલું પણ બીજા બધા જ્ઞાનથી જૂદી રીતે આપણે જાણીએ છીએ. જેવી રીતે સૂર્ય પોતાના અજવાળાથી પ્રકાશતો અને તે અજવાળાથી આખી દુનિયાને ઉજ્વળ કરતો કહેવાય છે, તેવીજ રીતે આપણે આત્માને તન્મય થવાથી જાણીએ છીએ.

શંકરાચાર્ય જેને વિષયી ને વિષય કહેછે તેને લગભગ મળતાં **શોપનહોર** જેને **વીલ** અને **વોરસ્ટેલ્લુંગ** કહેછે તે છે. અહીંઆ **વીલ** બ્રહ્મ અથવા દુનિયાના વિષયી જે

એકજ સત્ છે તેને ઠેકાણે છે, અને વોરસ્ટ્લ્યુંગ દૃશ્ય દુનિયા જેને આપણે વિષય તરીકે જોઇએ છીએ અને જેને આપણે અસત્, વિકાર્ય અને વિનાશી ગણીએ છીએ તેને ઠેકાણે છે. આ વિચારોથી ઉપનિષદોના ઋષિયો સારી રીતે વાકેફ છે. તેમના મત પ્રમાણે સાચી અમરતા માત્ર પોતે પોતાને-જાણવું તેમાં પૂર્ણ રીતે સમાયેલી છે દાખલા તરીકે **યાજ્ઞવલ્કય** અને તેની પત્ની **મૈત્રેયી** વચ્ચેનો [1]સંવાદ લ્યો. **મૈત્રેયી** પોતાના સ્વામીની સાથે અરણ્યમાં જવા અને તેની પાસેથી આત્મા શું છે. ને અમરતા શું છે તે શીખવા ઇચ્છા બતાવે છે. **યાજ્ઞવલ્કય** પોતાને જે કહેવાનું છે તે સઘળું નીચેના શબ્દોમાં સંક્ષેપમાં કહેછેઃ "પ્રિયે, ખરેખર આત્મા અવિનાશી અને અવધ્ય છે. કારણ, જો દ્વૈત હોય તો પછી એક બીજાને જુવે, એક બીજાને સાંભળે, માત્ર એક બીજાને જાણે, એક બીજાને પ્રીછે. પણ જો આ સર્વ માત્ર આત્મા હોય તો તે કેમ બીજાને જોઇ શકે, કેમ બીજાને.સાંભળી શકે, કેમ બીજાને જાણી શકે, કેમ બીજાને પ્રીછી શકે? જેના વડે તે સર્વેને જાણેછે તેને તે કવી રીતે જાણી શકે? તે આત્મા માત્ર નકારમાંજ વર્ણવી શકાય (એટલે કે દરેક ગુણ સામે વાંધો લઇને). તે આત્મા અજ્ઞેય છે, તે અવિનાશી છે, તે વિરક્ત છે, તે અબદ્ધ છે. હે પ્રિયે, તે જ્ઞાતા કેવી રીતે જ્ઞાતાને જાણી શકે?"

१ बृह. आर. उपनिषद् ४, ९; पुर्व देशनां धर्म पुस्तको १९, ५. १८५.

આ સૂક્ષ્મ સવાલ છે. જ્ઞાતા જ્ઞાતાને કેવી રીતે જાણી શકે? અથવા, આપણા શબ્દોમાં બોલીએ તો આત્મા આત્માને કેવી રીતે જાણી શકે? તે માત્ર જ્ઞાતા હોઇ શકે, તેનામાં વિષયી ને વિષય એકજ છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો તેનામાં વિષયી તથા વિષય વચ્ચે, જાણવું તથા જાણી શકાવું વચ્ચે, તફાવત નથી, અને તેનું હોવું એ જાણવું છે અને તેનું જાણવું એ હોવું છે. આત્મા ધારવામાં આવે અને કોઇ પણ વિષયવાચક ચીજનું રૂપ ધારણ કરે કે તરતજ અવિદ્યા ઉત્પન્ન થાયછે, માયા શરૂ થાયછે, આત્મા આ કે તે, જીવતો ને મરતો, દેખાય છે, પણ ખરૂં જોતાં વિષયી તરીકે જન્મ કે મર્ણ તેને અડકી શકતું નથી, પણ તે સ્વતંત્ર ઉભો રહેછે અને અમર છે. યાજ્ઞવલ્કયના કહેવા મુજબ "તેજ ખરી અમરતા છે", અને આ શબ્દો બોલીને તે અરણ્યમાં ચાલ્યો ગયો.

### વેદાંતને મળેલો વારસો.

વેદાંત તત્ત્વવેત્તાઓને જે પ્રાચીન વારસો મળેલો મેં કહ્યો હતો તે તરફ હવે આપણે પાછી નજર કરીએ. આપણે જોયું કે બ્રહ્મનો ખ્યાલ વૈદિક સૂક્તો અને બ્રાહ્મણોમાં ધીમે ધીમે વિકાસ પામતો જાયછે. આ વિચાર વેદાંતીઓને વારસામાં મળ્યો હતો. વેદાંતસૂત્રોમાં બ્રહ્મને આ જગતનું આદિ, સ્થિતિ અને અંત કહેવામાં આવ્યું છે (વેદાંતસૂત્ર, ૧, ૨). આ બ્રહ્મનાં વિશેષણો, જો તેમને વિશેષણો કહી શકાય તો, માત્ર એ છે કે *તે છે, તે જાણેછે, તે આનંદમય છે. પણ પરમા-

*सत्, चित् અને आनंद આ ત્રણ વિશેષણો; સાધારણ રીતે બોલવામાં सच्चिदानंद.

ત્માનો, બ્રહ્મનો અથવા શ્રેષ્ઠ અર્થમાં વપરાયેલા ઈશ્વર શબ્દનો ઉંચામાં ઉંચો ખ્યાલ જો આ હોય–જો ખ્યાલ એવો તો મોટો ગણવામાં આવેછે કે ભાષાને તેનાથી પાછું ફરવું પડેછે કેમકે વિચાર સાથે તે તેને પહોંચી શકતી નથી ; જો લોકોના કહેવા પ્રમાણે તે ખ્યાલથી ડાહ્યા પુરૂષો અજાણ્યા હોય પણ મૂર્ખો જાણીતા હોય—એટલે કે અજ્ઞાનીઓ તે જાણે અને જ્ઞાનીઓ ન જાણે—તો પછી વેદ તેમજ આજ ઉપનિષદોમાં કેટલેક સ્થળે બ્રહ્મનાં, આ દુનિયાના ધાતા, નિયંતા બલકે ઘણીવાર માત્ર સાધારણ દેવ તરીકે, સાધારણ વર્ણનો કરવામાં આવ્યાં છે તેની સાથે આ ઉંચો ખ્યાલ કેવી રીતે બંધબેસતો કરી શકાય?

## ગૂઢ વેદાંત નથી.

એમ ધારવામાં આવ્યું છે કે વેદાંતની સાધારણ અને ગૂઢ એમ બે શાખાઓ છે બ્રહ્મ વિષે લૌકિક વિચાર એ પ્રથમ શાખા માટે હતો, અને બીજી માટે પ્રૌઢ વિચાર હતો. આ પ્રમાણે બોલવામાં કાંઇક સત્ય છે, પણ તેથી **હિંદુસ્થાનમાં યુરોપીય** વિચારો દાખલ કરવા જેવું થાયછે. **હિંદુસ્થાનમાં** સર્વ જિજ્ઞાસુ માટે સત્ય ખુલ્લું હતું. કાંઇ પણ ગૂઢ રાખવામાં આવતું નહીં, સત્યના દેવાલય અથવા તો આશ્રમમાંથી કોઇને બાતલ કરવામાં આવતું નહીં.

ખરૂં છે કે સૌથી નીચ વર્ણને, એટલે કે કદાચ **હિંદુસ્થાનના** મૂળ વતનીઓને (અનાર્યોને) બાતલ કરવામાં આવ્યા હતા. ઉંચા અથવા દ્વિજ વર્ણો માટે જે શિક્ષણ યોજતામાં

આવ્યું હતું તે શૂદ્રોને અપાતું નહીં. વેદનો અભ્યાસ તેમને કરવા દેવો એ નગ્ન જંગલીઓને રાજકીય શાળાના ભાષણ ગૃહમાં દાખલ કરવા જેવું હતું.

અને તોપણ, ખરૂં જોતાં, આ પ્રમાણે તેમને બાતલ રાખવા એ ખોટું હતું, અને વેદાંતના ખરા હેતુથી ચોખ્ખી રીતે વિરૂદ્ધ હતું. સાધારણ રીતે એમ ધારવામાં આવેછે કે ચોથો વર્ણ એટલે શૂદ્રો મૂળ વતનીઓ હતા અને તેથી આર્ય જીતનારાઓથી જૂદી જાતના હતા. આ વાત જો કે કદિ સાબીત થઇ નથી છતાં કદાચ સાચી હોય. આપણે જાણીએ છીએ કે આર્ય ભાષા બોલનારા લોકો પણ વર્ણનો તમામ હક ખોઇ બેસે અને શૂદ્રોની પંક્તિમાં આવી પડે, બલકે તેથી પણ અધમ પંક્તિ પ્રાપ્ત કરે. ગરીબ અવસ્થા અથવા બીજા કારણોને લીધે, ત્રણ ઉંચા વર્ણ અને શૂદ્ર વચ્ચેની સ્થિતિ ભોગવતા લોકો વિષે પણ બાદરાયણ બોલેછે. અને તેમના વિષે તે સ્પષ્ટ લખેછે કે તેઓને વેદાંતના અભ્યાસથી બાતલ કરવા નહીં. ખરા શૂદ્રોને દાખલ કરવા કે નહીં એ સવાલ વેદાંતીઓના મનમાં બહુ ગોળાયો હોય એમ સાફ જણાયછે, પણ આખરે તેઓ બાતલ રાખવાના નિયમને વળગી રહેછે. તેમ છતાં આ પ્રમાણે બાતલ કરવાનો જુસ્સો પ્રાચીન કાળમાં ઓછો સખ્ત હતો એમ બતાવવાને ઉપનિષદોમાંથી દાખલા મળી આવેછે. આપણે ભૂલી જવું નહીં જોઈએ કે ઋગ્વેદના એક સુક્તમાં શૂદ્રો બીજા વર્ણોની પેઠે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયા છે એમ સાફ સંભળ્યું છે. જો ભાષા બ્રાહ્મણ બોલતા તેજ તેઓ બોલતા એમ

બતાવવાને માટે દાખલાઓની ખોટ નથી. ઉપનિષદોમાંથી ઓછામાં ઓછા બે દાખલા મળી આવેછે, જેમાં શદ્રોને વેદાંત ગ્નાન મેળવવાની છૂટ આપવામાં આવીછે. આ દાખલા **જાનશ્રુતિ** અને **સત્યકામ**ના છે.

**જાનશ્રુતિ**ની વાત જરા અસ્પષ્ટ છે, અને જો કે **જાનશ્રુતિ**ને ચોખ્ખી રીતે શદ્ર કહેલો છે છતાં આખી વાતનું સ્વરૂપ તપાસતાં એમ જણાય છે કે તે ક્ષત્રિય હતો, અને જ્યારે રૈક્વે તેને શદ્ર કહ્યો ત્યારે તેણે તે શબ્દ ગાળ તરીકે વાપર્યો હતો. બ્રાહ્મણો પોતે વ્યુત્પત્તિ મચરડીને પણ એમ બતાવવા મથેછે કે શદ્ર આ વાક્યમાં તેના રૂઢ અર્થમાં લેવાનો નથી; પણ તે ગમે તેમ હોય પણ તેઓ એકમતે એમ કહેછે કે ખરા શદ્રને વેદાંતનું શિક્ષણ આપી શકાય નહીં. આ વાત નીચે મુજબ છે:

૧. "પૂર્વે એક **જાનશ્રુતિ** પૌત્રાયણ (જનશ્રુતનો પ્રપૌત્ર) રહેતો હતો. તે ધાર્મિક દાતા હતો, અને લોકોને બહુ દ્રવ્ય આપતો, ને ઘર હમેશાં (અતિથિને માટે) ખુલ્લું રાખતો. તેણે સ્થળે સ્થળે વિશ્રામસ્થાન બંધાવ્યાં હતાં, અને લોકો દરેક જગાએ પોતાનું અન્ન ખાય એમ ઇચ્છતો હતો.

૨. "એકવાર રાતને સમયે કેટલાક હંસો તેની પાસે થઇને ઉડી જતા હતા. તેમાંથી એક હંસે બીજાને કહ્યું: 'હે ભલ્લાક્ષ, ભલ્લાક્ષ (ટુંકી દૃષ્ટિવાળા), **જાનશ્રુતિ** પૌત્રાયણનું તેજ (કીર્ત્તિ) આકાશની પેઠે પ્રસરી રહ્યું છે—તેને તું અડકીશ નહીં, નહીં તો તું બળી જઇશ.'

૩. "બીજાએ તેને જવાબ આપ્યો: 'જે તે છે તે

જાણ્યા છતાં તે [1] રૈક્વ રથી જેવો હોય-એમ તું તેના વિષે કેમ બોલેછે ?'

૪. "પહેલાએ પૂછ્યું: 'આ રૈક્વ રથી વિષે તું કહેછે તેની ખુબી શી છે?'

"બીજાએ જવાબ આપ્યો: 'જેમ (પાસાની રમતમાં) જે કૃત (સૌથી શ્રેષ્ઠ) પાસાથી જીત્યો હોય તેને તમામ હલકા પાસા મળેછે, તેવીજ રીતે જે જે સારાં કૃત્યો બીજાઓ કરેછે તે તે બધાં રૈક્વ રથીનાં છે. હું જાણુંછું એમ જે જાણેછે તેના વિષે હું આ પ્રમાણે કહુંછું.'

૫. "જાનશ્રુતિ પૌત્રાયણે આ વાત સાંભળી, અને સવારે ઉઠતાંવેંત તેણે પોતાના દ્વારપાળને કહ્યું: 'તું મારા વિષે એવી રીતે બોલેછે કે જાણે કે હું રૈક્વ રથી હોઉં.' તેણે જવાબ આપ્યો: 'આ રૈક્વ રથી બાબત શું છે?'

૬. "રાજાએ કહ્યું: 'જેમ (પાસાની રમતમાં) જે કૃત (સૌથી શ્રેષ્ઠ) પાસાથી જીત્યો હોય તેને તમામ હલકા પાસા મળેછે, તેવીજ રીતે જે જે સારાં કૃત્યો બીજાઓ કરેછે તે બધાં રૈક્વ રથીનાં છે. હું જાણુંછું એમ જે જાણેછે તેના વિષે હું આ પ્રમાણે કહું છું.'

---

૧. અહીં પાઠમાં ખરેખર ભૂલ છે, પણ અત્યાર સુધીમાં જે સુધારા સૂચવવામાં આવ્યા છે તેમાંથી એકે જરા પણ સંતોષકારક નથી. પાઠ કયો હોવો જોઈએ એ કહેવું સ્હેલ છે, પણ જે પાઠને આપણે યોગ્ય ગણતા હોઇએ તેના જેવોજ જો પાઠ હતો તો પછી હાલનો પાઠ તેમાંથી કેવી રીતે ઉત્પન્ન થયો એનો ખુલાસો કરવો મુશ્કેલ છે.

૭. "દ્વારપાળ રૈક્વની ખોળ કરવા ગયો પણ પાછો આવીને બોલ્યોઃ 'મને તે જડ્યો નહીં.'

"પછી રાજાએ કહ્યું:" 'અફસોસ! જ્યાં બ્રાહ્મણની ખોળ કાઢવી જોઇએ (અરણ્યના એકાંત વાસમાં) ત્યાં તેને શોધવા જા.'

૮. "દ્વારપાળ એક માણસ પાસે આવ્યો. આ માણસ એક રથ નીચે પડ્યો હતો અને પોતાના ગુમડાં ખંજોળતો હતો. તેને તેણે પૂછ્યું: 'ભગવાન્, તમે રૈક્વ રથી છો?'

"તેણે જવાબ આપ્યોઃ 'હા, છું'.

"પછી દ્વારપાળે પાછા આવીને કહ્યું: 'મેં તેને ખોળી કાઢ્યો છે.'

૧. "પછી જાનશ્રુતિ પૌત્રાયણ છસેં ગાયો, માળા, તથા અશ્વતર (ખચ્ચર)વાળો રથ લઇને રૈક્વ પાસે ગયો ને કહ્યું:

૨. "'રૈક્વ, આ છસેં ગાયો, માળા અને અશ્વતર (ખચ્ચર)વાળો રથ હાજર છે; જે દેવની આપ પૂજા કરોછો તે મને શીખવો.'

૩. "બીજાએ જવાબ આપ્યોઃ 'ધિક્, હે શૂદ્ર, માળા ને રથ તથા ગાયો તુંજ રાખ.'

"પછી જાનશ્રુતિ પૌત્રાયણ ફરી એક હજાર ગાયો, માળા, અશ્વતરયુક્ત રથ અને પોતાની દીકરી લઇને તેની પાસે ગયો.

૪. "તેણે તેને કહ્યું: 'રૈક્વ, આ એક હજાર ગાયો, માળા, અશ્વતરયુક્ત રથ, આ સ્ત્રી અને આ ગામ જેમાં તમે વસોછો તે અર્પુંછું. ભગવન્, મને શીખવો.'

"તેણે તેણીનું મ્હોડું ઊંચું કરીને કહ્યું: 'હે શૂદ્ર, તું આ (ગાય

અને બીજી બક્ષીસો) લાવ્યો છે, પણ એકલા તે મુખ(વારી દીકરીના મુખ)થી તું મને બોલાવી શકત.

"મહા વૃષસ્નાના દેશમાં આ રૈકવપર્ણ ગામો છે અને ત્યાં રૈક્વ તેની નીચે વસતો હતો."

ત્યાર પછી રૈક્વનું શિક્ષણ આવેછે, અને તે આપણને જાનશ્રુતિએ જે મોટી કિમ્મત આપી તેને ભાગ્યેજ પાત્ર લાગેછે. હાલ આપણા કામ માટે આ વાતમાં અગત્યની બાબત માત્ર એ છે કે જાનશ્રુતિ ખરેખર શૂદ્ર હતો, કે રૈક્વે ફક્ત તેને ગુસ્સાના આવેશમાં શૂદ્ર કહ્યો. મને એમ લાગેછે કે જે માણસ ક્ષત્તૃ (દ્વારપાળ અથવા કંચુકી) રાખેછે, જે આશ્રમ માટે ગામો બંધાવે છે, જે હજારો ગાયોની બક્ષીસ આપી શકેછે ને બ્રાહ્મણોને જમીન આપી શકેછે, છેલ્લે જે પોતાની દીકરી બ્રાહ્મણ સ્વીકારશે એવી આશા રાખેછે; તે કદિ જન્મથી શૂદ્ર હોઇ શકે નહીં. તેટલા માટે ઉપનિષદો અને વેદાંતનો અભ્યાસ કરવા માટે શૂદ્રને અધિકાર હોવાની બાબતમાં જાનશ્રુતિનો દાખલો લાગુ પડતો નથી એમ સમજાવવા માટે મોટી મહેનત લેવાની વેદાંતીઓને બિલકુલ જરૂર નહોતી.

બીજો દાખલો પણ તેવીજ રીતે બરાબર મુદ્દેસર નથી. સત્યકામ જન્મથી શૂદ્ર નથી. તે જબાલાનો દીકરોછે. જબાલા બ્રાહ્મણી જન્મી હતી, પણ તેણીને દીકરો થયો, અને તે તેનો બાપ જાણ્યા વિના. તોપણ તે અને તેણીનો દીકરો સવાલના જવાબમાં સત્ય બોલેછે, માટે ગૌતમ હારિદ્રુમત જેને તે છોકરે ગુરૂ તરીકે પસંદ કર્યો તે તે છોકરાને બ્રાહ્મણ તરીકે

સ્વીકારે છે, અને તેને બોધ આપેછે.

આ વાત છાંદોગ્ય ઉપનિષદ, ૪, ૪માં આપેલી છે, અને તે નીચે પ્રમાણે છે.

૧. **જબાલાનો** દીકરો **સત્યકામ** પોતાની માને કહેછેઃ "મા મારે બ્રહ્મચારી થવું છે. મારૂં ગોત્ર કયું છે?"

૨. તેણીએ તેને કહ્યુંઃ "બેટા, તારૂં ગોત્ર કયું છે તે હું જાણતી નથી. મારી જુવાનીમાં, મારે લગભગ નોકર પેઠે અહીં તહીં ફરવું પડતું (મારા બાપના ઘરમાં પરોણાની બરદાસ કરવા માટે), ત્યારે તું મારે પેટ રહ્યો. તું કયા કુટુંબનો છે તે હું જાણતી નથી. મારૂં નામ જબાલા છે, અને તારૂં નામ **સત્યકામછે.** એમ કહેજે કે હું સત્યકામ જાબાલ છું (જાબાલ કુટુંબનો કોઇ પણ, પણ અહીં જાબાલનો અર્થ જબાલાનો દીકરો એટલોજ થાયછે)."

તેણે પછી **ગૌતમ હારિદ્રુમત** પાસે જઇને કહ્યુંઃ "ભગવન્, મારે આપની સેવામાં બ્રહ્મચારી તરીકે રહેવાની ઇચ્છા છે. મને રહેવા દેશો?"

૪. તેણે પૂછ્યુંઃ "વત્સ, તારૂં ગોત્ર કયું છે?" તેણે જવાબ આપ્યોઃ "ભગવન્, મારૂં ગોત્ર કયું છે તે હું જાણતો નથી. મેં મારી માને પૂછ્યું હતું અને તેણીએ કહ્યુંઃ 'મારી જુવાનીમાં મારે લગભગ નોકર પેઠે અહીં તહીં ફરવું પડતું, ત્યારે તું મારે પેટ રહ્યો. તું ક્યા કુટુંબનો છે તે હું જાણતી નથી. મારૂં નામ જબાલા છે, અને તારૂં નામ સત્યકામછે.' માટે, ભગવન્, હું સત્યકામ જાબાલ છું."

ગુરૂએ તેને કહ્યું: "બ્રાહ્મણ વગર કોઇ બીજો આ પ્રમાણે બોલે નહીં. જા, ભાઇ, સમિધ લઈ આવ, હું તને દીક્ષા આપીશ. તું સત્યથી ચલિત થયો નથી."

ઉપનિષદોના કાળમાં સાંસારિક સ્થિતિ કેવી હતી તે આ વાર્તાઓ ઉપરથી સારી રીતે જણાય છે. પણ શૂદ્રોને વેદાંત શીખવાનો હક છે એમ જે કેટલાક આ વાતોથી સિદ્ધ થયેલું માનતા તે તેમાંની એકેથી સાબીત થતું નથી. આ હકનો આધાર ખરૂં જોતાં વધારે ઉંચાં કારણો ઉપર છે. શૂદ્રો અને બ્રાહ્મણો બન્ને એકસરખીરીતે મનુષ્ય જાતિના છે તે એક પ્રબળ કારણ છે. પણ જ્યાં સુધી બુદ્ધે જાહેર કર્યું નહોતું કે કોઇ માણસ જન્મ્યો એટલે બ્રાહ્મણ થતો નથી, પણ સારા વિચાર, સારી વાણી અને સારાં કૃત્યોને લીધેજ બ્રાહ્મણ થાયછે, ત્યાં સુધી આ કારણને સબળ ગણવામાં આવ્યું નહોતું. પણ જો કે શૂદ્રોને બાતલ કર્યા હતા તોપણ બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય એ બધા ઉંચ વર્ણોને ઉપનિષદોનો તથા વેદાંત દર્શનનો અભ્યાસ કરવાની છુટ હતી. શરત હમેશાં એટલી કે આ ઉંચા વિચારો માટે તેઓએ અગાઉથી લાયકાત મેળવેલી હોવી જોઇએ. અમુક લાયકાત માટે આ પ્રમાણે આગ્રહ કરવો એને બાતલ કરવાનો રસ્તો બેશક કહી શકાય નહીં, અને જે મત તે ગ્રહણ કરવાની જેને શક્તિ હોય ને ઇચ્છા હોય તેને માટે ખુલ્લો હોય તેને ગૂઢ મત કહી શકાય[1]

[1] મુકાબલા માટે જુવો **પ્લેટોના ખ્રિસ્તિ** અનુયાયીઓ ઉપર **બીગના બેમ્પટન** ભાષણો.

નહીં. અહીં આપણે ભૂલી નહીં જવું જોઇએ કે આપણે **હિંદુસ્થાન** વિષે બોલીએ છીએ. ત્યાં ઉપનિષદોના કાળમાં એકે લેખી પુસ્તક હતું નહીં. સાહિત્ય ગ્રંથના રક્ષકો અને જીવતા પ્રતિનિધિઓ ગુરૂઓ હતા, અને દરેક ગુરૂને પોતાના શિષ્યો પસંદ કરવાની અથવા નાપસંદ કરવાની છુટ હતી. **ઓક્સફર્ડ**ના ખાનગી શિક્ષકો પણ હાલ તેમજ કરેછે, પણ તેથી કોઇ માણસ તેમના શિક્ષણને ગૂઢ કહેશે નહીં.

કોઇ કોઇ સ્થળે (ઉપનિષદોમાં) આપણે વાંચીએ છીએ કે આ ઉંચા મતો પોતાના દીકરાને શીખવવાની બાપના ઉપર ફરજ હતી, અને જો બાપને સ્થાને ગુરૂ હોય તો શિષ્ય પ્રસન્ન ચિત્તવાળો અને જોઈતી સર્વ લાયકાત ધરાવતો છે કે નહીં તે જોવાની ફરજ તેના ઉપર પડેછે. (मैत्र. उप. ६. २९ ); પણ યોગ્ય લાયકાતવાળા શિષ્યોને બાતલ કરવામાં આવ્યા હોય એવું આપણે કોઇ સ્થળે વાંચતા નથી. વળી આપણે વાંચીએ છીએ કે (श्वेत. उप. ६. २३), વેદાંતનું આ ઉંચામાં ઉંચું પૂર્વ કાળમાં મળેલું રહસ્ય, જેઓએ પોતાની ઇંદ્રિયો વશ કરી નથી અથવા જે પુત્ર કે શિષ્ય નથી તેને કહેવું નહીં જોઇએ; પણ જે કોઇ જોઇતી લાયકાત ધરાવતો હોય તેને શિષ્ય તરીકે યોગ્ય રીતે દીક્ષા મળતી એમાં શક લાવવાનું આપણને કાંઇ કારણ નથી.

**નિર્ગુણ બ્રહ્મ અને સગુણ બ્રહ્મ વચ્ચે સંબંધ.**

ઉપનિષદોમાં જે વિષયો શીખવેલા છે તેના સંબંધમાં પ્રાચીન વેદાંતીઓનો મોટામાં મોટો હેતુ એમ બતાવવાનો હતો

કે જેને આપણે સાધારણ બ્રહ્મા કહીએ છીએ, અને જેને આપણે શુદ્ધ બ્રહ્મ કહીએ છીએ, તે બન્ને વાસ્તવિક રીતે એકજ છે; અને ખરૂં જોતાં એકજ બ્રહ્મછે અને એકજ હોઈ શકે; બે હોઈ શકે નહીં. બ્રહ્મા જગતકર્તા છે એવા લૌકિક વિચારને તદ્દન ખોટો ગણવામાં આવતો નહીં. અલબત્ત તે વિચારનું કારણ અવિદ્યા હતી; પણ તે તદ્દન ખોટો કે ઉડાવી દેવા જેવો વિચાર નથી. તે બ્રહ્માને આપણે યુરોપીયનો દૃશ્ય કહી શકીએ. પણ દૃશ્ય અને અસત્ય વચ્ચે વેદાંતીઓએ સ્પષ્ટ રીતે તફાવત પાડ્યો હતો. દૃશ્ય દુનિયાની પાછળ સત્ય રહ્યું છે, અને તે કેટલાક બૌદ્ધો કહેછે તેમ સાવ મિથ્યા નથી. તે કેવળ ભ્રમ નથી. હા, પાછળના કેટલાક વેદાંતીઓ તેમ ધારતા, પણ તેટલાજ માટે તેમને પ્રચ્છન્ન બૌદ્ધો કહેતા. વેદાંતીઓની ખાસ શ્રેષ્ઠતા એ છે કે તેઓ અસત્યની પાછળ હમેશાં સત્ય જુવેછે. આથી તેઓ સગુણ અને અગુણ બ્રહ્મ વચ્ચે તફાવત બતાવે છે. વ્યવહાર માટે, અને વિશેષે કરીને ઉપાસના માટે, સગુણ બ્રહ્મ ચાલે, કેમકે ઉપાસનાની વખતે મનુષ્યના મનને સગુણ અને દૃશ્ય ઇશ્વરની એટલે કે પિતા અને જગતકર્તા પ્રભુની જરૂર છે. હવે ખરૂં જોતાં આ પિતા બ્રાહ્મણોના શબ્દમાં બોલીએ તો ખરા બ્રહ્મની પ્રતિકાજ હોઈ શકે. આ પ્રતિકા અથવા મુખની ઉપમા પશ્ચિમ દેશનાં ધર્મ-ગુરૂઓના પુસ્તકોમાં પ્રસિદ્ધ છે. આ પ્રમાણે ઈશ્વર અથવા પ્રભુની, સગુણ દૃશ્ય દેવ તરીકે, ઉપાસના થઈ શકે, છતાં તે ખરૂં જોતાં ગુણમાં સમાયેલી સર્વ ઉપાધિથી તદ્દન મુક્ત છે એમ પણ તેને ઓળખી શકાય. વેદાંતી પોતાની .મરજી

હોય તો પોતાની ઉપાસનાની ઇચ્છા પૂર્ણ કરવા માટે જે બ્રહ્માનું વેદમાં વર્ણન આપ્યું છે કે "તેનું માથું સ્વર્ગ છે, તેની આંખો સૂર્ય અને ચંદ્ર છે, તેનો શ્વાસ વાયુ છે અને તેનું પાદાસન પૃથ્વી છે" તેનું પણ ધ્યાન ધરે; પણ તેની સાથે તે પોતાની બુદ્ધિના સંતોષ માટે કબૂલ કરે કે માણસ જેવો પ્રાણી, ઇશ્વરને જોઇ કે કલ્પી શકે નહીં અને તેને એક પણ યોગ્ય વિશેષણ લાગુ પાડી શકે નહીં. વેદાંતીઓ તેટલા માટે કહેતા કે ઇશ્વર વિષે આપણે માત્ર નકારમાંજ બોલી શકીએ. તેવીજ રીતે **એથેનેશિયસ** કહેતો કે (**એડ મોનેકૉસ, ૨**) ઇશ્વર શું છે તે જાણવું અશક્ય છે, આપણે માત્ર એટલુંજ કહી શકીએ કે **તે આવો આવો નથી. સેંટ ઓગસ્ટાઇન** કહેતો કે ઇશ્વરની બાબતમાં શબ્દ યુદ્ધ કરવા કરતાં મુંગા રહેવું વધારે સારૂં છે, પણ હિંદુ તત્ત્વજ્ઞાનમાં આ વાત તેની પહેલાં ક્યારથીએ સ્થપાયેલી જોવામાં આવેછે. **શંકરાચાર્યે** (૩, ૨, ૨૭) ઉપનિષદ્‌માંથી નીચેનો સંવાદ લીધો છે: "**વાષ્કલિ** કહે: 'ભગવન્, મને બ્રહ્મ વિષે ઉપદેશ[1] કરો.' પછી **બાહ્વ** તદન શાંત રહ્યો. **વાષ્કલિએ** બીજીવાર ને વળી ત્રીજીવાર પૂછ્યું ત્યારે **બાહ્વે** જવાબ આપ્યો: 'અમે કહીએ છીએ પણ તું સમજતો નથી. પરમાત્મા તદન શાન્ત છે.'" તેમ છતાં પણ આ બ્રહ્મ જેના વિષે "તે છે, જાણેછે, પૂર્ણ અથવા આનંદમય છે" તે ઉપરાંત

---

૧ સરખાવો તૈત્ત૦ उप. ३, १; પ્રોફેસર **થીબો** (૩, ૨, ૧) આ પ્રમાણે તરજુમો કરેછે "હે ભાઇ, બ્રહ્મ શીખ," પણ તેમાં દોષ થયેલો લાગેછે.

કાંઈ પણ વિરોધ બોલવાની બુદ્ધિ ના પાડેછે તેની, જેને ઇચ્છા હોય તે ઉપાસના કરી શકે. કારણકે જ્યારે બ્રહ્મને પોતાને ગુણથી કાંઇ દોષ લાગતો નથી તો પછી ઉપાસક તેને ઇશ્વર, ધાતા, પિતા, જગત્ત્રાતા અને જગન્નિયન્તા કહે તો એથી ઉપાસકને કે ઉપાસિતને શી હરકત?

અને સર્વ ચીજોના મહાન્ કારણ બ્રહ્મને જે લાગુ પડેછે તે મહાન્ કાર્ય સૃષ્ટિને પણ લાગુ પડેછે. તેની વાસ્તવિક સત્તાની ના પાડવામાં આવતી નથી, કેમકે તે બ્રહ્મ ઉપર આધાર રાખેછે. પણ આપણી અપૂર્ણ ઇંદ્રિયોવડે જે આપણે જોઇએ છીએ અને સાંભળીએ છીએ, કે આપણે જાણીએ છીએ, કલ્પીએ છીએ અને સંબોધીએ છીએ, તે સર્વ માત્ર દૃશ્ય છે, અથવા વેદાંતીઓના કહેવા પ્રમાણે અવિદ્યાનું પરિણામ છે. સૃષ્ટિ સ્વપ્નું છે એવી જે સાર્વદેશી ઉપમા વપરાયછે તે વેદાંતમાં વખતો વખત આવતી જોવામાં આવેછે.

બિશપ (ધર્મગુરૂ) બાર્કલિ કરીને એક યુરોપીયન તત્ત્વવેત્તા થઇ ગયો તેના વિષે **જોન સ્ટુઅર્ટ મિલ્લ**, પોતે ચૈતન્ય વાદી ન હોવા છતાં, કહેછે કે જે તત્ત્વવેત્તાઓએ પ્રાચીન કાળથી પોતાનું ચિત્ત તત્ત્વજ્ઞાનના વિષય તરફ લગાડ્યું છે તેમાં સૌથી શ્રેષ્ઠ બુદ્ધિશાળી તે હતો. આવા શખ્સ તરફથી આ સ્તુતિ કાંઇ જેવી તેવી નથી. આ તત્ત્વજ્ઞાની હિમ્મતથી કહેછે કે જેને આપણે આપણી ખરી દુનિયા કહીએ છીએ તે આપણે પોતે કરેલી દુનિયા છે, આપણા વિના કોઇ પણ ચીજ લાંબી કે ટુંકી, કાળી કે ધોળી, કડવી કે મીઠી થઇ શકતી નથી,

અને આપણો અનુભવ (વિજ્ઞાન) સ્વપ્નથી ખરેખર નિરાળો નથી. તે લખેછે કે "આ જડ સૃષ્ટિ જેને હું જોઉંછું, અનુભવુંછું અને અનુમાપુંછું તે ખરેખર મારૂં સ્વપ્નું છે અને બીજું કશું નથી; જે તમે જુવોછો એ તમારૂં સ્વપ્નું છે; માત્ર એમ બની આવેછે કે આપણાં સ્વપ્નાં ઘણી બાબતમાં મળતાં આવેછે."

મરહુમ પ્રોફેસર (અધ્યાપક) ક્લિફોર્ડનું પણ તેજ સિદ્ધાંત હતું. તે જો કે ચૈતન્યવાદી નહોતો છતાં લખેછે કે (ફોર્ટનાઇટલી રિવ્યુ—અર્ધ માસિક નિરૂપણ પત્ર, ૧૮૭૫, પા. ૭૮૦) "શારીરિક ઉપયોગ માટે સ્વપ્નું ખરા જીવન જેવુંજ છે, તફાવત માત્ર આબેહુબતા અને સંબંધમાં છે." હવે વેદાંતીઓ શું કહેછે? તેઓ એમ કહેછે કે જ્યાં સુધી આપણે જીવીએ છીએ ત્યાં સુધી આપણે સ્વપ્ન અનુભવીએ છીએ; પણ જ્યારે આપણે મરી જઇએ છીએ અથવા કહીએ તો આપણે જાગૃત થઇએ છીએ અને જ્ઞાનથી આપણી આંખો ઉઘડેછે ત્યારે એક નવી દુનિયા, એક નવું સત્ય, આપણા આગળ તરેછે, જેને પ્લેટો ખરી દુનિયા કહેતો અને જેનો માત્ર પહેલાં આપણે પડછાયોજ જાણતા હતા. આનો અર્થ એમ નહીં કે દૃશ્ય દુનિયા તદ્દન મિથ્યા છે. ના, તે તો હમેશાં કાર્ય છે અને તેનું કારણ સર્વ સત્યનું બીજ બ્રહ્મ છે; અને વેદાંત મત પ્રમાણે કારણ અને કાર્ય વચ્ચે કાંઇ વાસ્તવિક તફાવત ન હોઇ શકે, માટે દૃશ્ય દુનિયા બ્રહ્મ જેટલીજ વાસ્તવિક રીતે સત્ય છે, બલકે તેનું આત્યંતિક તત્ત્વ જોતાં, બ્રહ્મ રૂપજ છે.

### પરમાત્મા અને જીવાત્મા વચ્ચે સંબંધ.

પ્રાચીન વેદાંતીઓનો એક મોટો સિદ્ધાંત એ છે કે દરેક ચીજનું કારણ એટલે કે ઉપાદાન અને નિમિત્ત બન્ને કારણ માત્ર એક બ્રહ્મ છે. હવે આ તેઓ કેવી રીતે સાબિત કરેછે તે હવે આપણે જોઈએ. બ્રહ્મ સિવાય એટલે કે ચૈતન્ય બીજું કશું હોઈ શકે નહીં, કેમકે બ્રહ્મ સાથે જો બીજું કોઈ હોય તો પછી બ્રહ્મ પરિમિત થઈ જાય, પણ બ્રહ્મનું લક્ષણ એ છે કે તે અપરિમિત છે, એક તથા અદ્વિતીય છે. પણ તેમ હોય તો પછી જીવાત્મા એટલે કે જે આત્મા આપણામાં છે તેનું શું થાય? વેદાંતીઓ કહેછે કે કોઈ પણ તેના અસ્તિત્વની ના પાડી શકે તેમ નથી, કેમકે જે તેની ના પાડે તે જેની તે ના પાડેછે તેજ આત્મા છે, અને કોઈ પણ માણસ પોતાની ના પાડી શકે નહીં. ત્યારે જીવાત્મા શું છે? અહીં યાદ રાખવું જોઈએ કે સંસ્કૃતમાં જેને આત્મા કહેછે એ, આપણે યુરોપીયનો જેને "ઇગો" કહીએ છીએ તે નથી પણ તેથી તદ્દન જૂદોજ છે. જેને આપણે સાધારણ રીતે "ઇગો" (હું) કહીએ છીએ તે દિક્ અને કાળથી, જન્મ અને મરણથી, જે આવરણમાં આપણે રહીએ છીએ તેથી, આપણાં શરીર, આપણી ઇંદ્રિયો, આપણી સ્મરણ શક્તિથી, આપણી ભાષા, જાતિ, વૃત્તિ, રુચિ–અરુચિ અને બીજી અનેક ચીજોથી પરિમિત છે. આ સર્વ ચીજોનો, "ઇગો" અથવા આપણી છાપ બનેલી છે, પણ તેમને આપણા આત્મા સાથે કશો સંબંધ નથી. તેટલા માટે આત્મા શબ્દનો તરજુમો ઘણા વિદ્વાનો "સોલ" કરેછે તે ભૂલ ખવરાવવા

જેવું થાયછે, કેમકે "સોલ"ના ઘણા અર્થ થાયછે. જેને આપણે "એનીમલ અથવા લિવિંગ સોલ" (પ્રાણ) કહીએ છીએ, જેને આપણે "પરસેપ્ટિવ સોલ" (મન જેનો ઇંદ્રિયોની સાથે સંયોગ થવાથી પ્રત્યક્ષ જ્ઞાન થાયછે) કહીએ છીએ અને જેને આપણે "થિંકિંગ સોલ" (બુદ્ધિ) કહીએ છીએ તે બધાં વેદાંતીઓના મત પ્રમાણે, વિનાશી ને અનિત્ય છે અને આત્મા નથી. જેમ બ્રહ્મ જગતનું નિત્ય અને સર્વગત કારણ છે તેવીજ રીતે આત્મા "પુગો" (દેહી)નું પણ કારણ છે; અને તેટલા માટે બ્રહ્મને તુરતજ પરમાત્મા શબ્દ લાગુ થયો, અને માણસમાં રહેલા આત્માને, જીવાત્મા, એટલે થોડાક વખત સુધી દેહમાં રહેતો આત્મા, એ શબ્દ લાગુ થયો.

**હિંદુ તત્વજ્ઞાનમાં આત્મા વિષે ભિન્ન ભિન્ન વિચારો.**

જેમ બીજે સ્થળે તેમ હિંદુસ્થાનમાં પણ કેટલાક તત્ત્વવેત્તા થઇ ગયા, તે કહેતા કે આત્મા કાંઇ છે નહીં, તે શરીરમાંથી પેદા થાયછે, ઇંદ્રિયો એજ આત્મા છે, અથવા મન અગર આપણા વિચારો અને આપણું જ્ઞાન એ આત્મા છે. તેઓએ આત્માને શરીરમાં જૂદાં જૂદાં સ્થાન આપ્યાં હતાં. જેમકે કવિઓ ધારેછે કે આત્મા હૃદયમાં વસેછે, આશકો માનેછે કે તે આંખમાં રહેછે, ડેકાર્ટ કરીને તત્ત્વવેત્તા માનતો કે આત્મા મગજમાં રહેછે, અને ઘણા જીવશાસ્ત્રીઓ પણ હજી એમ માનેછે કે તે મગજમાં રહેછે કેમકે મગજને લીધે તે કામ કરેછે. વેદાંતીને, શું આત્મા છે ને શું નથી તે વચ્ચે, શું નિત્ય છે ને શું અનિત્ય છે તે વચ્ચે તફાવત બતાવી આ

બધા ખોટા અભિપ્રાયોનું પ્રથમ ખંડન કરવાનું છે. એ નિઃસંદેહ વાત છે કે શરીર નાશવંત છે, તેવીજ રીતે આપણી ઇંદ્રિયો નાશવંત છે, અને તેટલા માટે આપણું પ્રત્યક્ષ જ્ઞાન અને તેના ઉપર આધાર રાખેછે તે સર્વ—એટલે કે આપણો અનુભવ, આપણી સ્મૃતિ, આપણા વિચારો, આપણા સર્વ તર્કો, આપણું જ્ઞાન, પછી તે ગંભીર હો કે સર્વ દેશી હો તોપણ, તે બધું નાશવંત છે અને આ સર્વ જાણ્યા પછી, બીજો રસ્તો રહેતો નથી; પણ જીવાત્મા, ખરૂં જોતાં, જેને વેદાંતના પ્રથમ ભાગમાં સર્વમય, એક અને અદ્વિતીય કહ્યો હતો તે એટલે કે બ્રહ્મ અથવા પરમાત્મા છે—આપણા યુરોપીયનોના શબ્દોમાં કહીએ તો આત્મા ઇશ્વરી હોવો જોઇએ.

પણ કયા અર્થમાં તે પરમાત્મા હોઇ શકે? કેટલાક તત્ત્વવેત્તાઓએ એમ શીખવ્યું હતું કે જીવાત્મા પરમાત્માનો ભાગ છે અથવા તેનું રૂપાંતર છે અથવા સરજેલું અને બ્રહ્મથી તદન નિરાળું કાંઇક છે. **શંકરાચાર્ય** આ સર્વ મતનું ખંડન કરેછે. તે કહેછે કે આત્મા પરમાત્માનો ભાગ ન હોઇ શકે, કેમકે જે દિક્કાલાવચ્છિન્ન છે તેના આપણે ભાગ ધારી શકીએ નહીં. જો અપરિમિત બ્રહ્મના ભાગ થાય તો પછી બ્રહ્મ અપરિમિત મટીને પરિમિત થઇ જાય, અને પોતાના[1]ભાગની બાબતમાં પરિમિત સ્વભાવ ગ્રહણ કરે. બીજું, જીવાત્મા બ્રહ્મનું રૂપાંતર પણ ન હોઇ શકે, કેમકે બ્રહ્મ તેના લક્ષણ પ્રમાણેજ નિત્ય અને અવિકાર્ય છે,—અને બ્રહ્મની બહાર

[1] જુઓ સ્પાઇનોઝાકૃત નીતિશાસ્ત્ર, ૧, ૧૨.

કાંઇ પણ નથી તેથી તેમાં ફેરફાર ઉત્પન્ન કરી શકે તેવી કોઇ પણ ચીજ નથી. ત્રીજું, જીવાત્મા પરમાત્માથી કોઇ જુદી વસ્તુ હોઇ શકે નહીં, કેમકે જો બ્રહ્મ કાંઇ પણ હોય તો તે સર્વમય છે, તેથી તેનાથી કાંઈ ભિન્ન હોઇ શકે નહીં.

પરમાત્મા અને જીવાત્મા વાસ્તવિક રીતે એકજ છે એ સિદ્ધાંત પ્રથમ જોકે ચમકાવનારો લાગ્યો હશે, તોપણ વેદાંતીઓએ પાછી પાની કર્યા વિના તેને અવશ્યનો સિદ્ધાંત સ્વીકારી લીધોછે. આપણને **યુરોપીયનો**ને પણ આત્મા ઇશ્વર છે એ સિદ્ધાંત ચોંકાવનારો લાગેછે; તોપણ જો તે ઇશ્વર ન હોય તો બીજું શું હોય? આત્મા દૈવી છે અથવા ઇશ્વર જેવો છે એ વાક્ય આપણે **યુરોપીયનો**ને વધારે પરિચિત છે, પણ ઇશ્વર સિવાય બીજું શું ઇશ્વર જેવું હોઇ શકે? **શંકરાચાર્ય** કહેછે કે જો બ્રહ્મ એક તથા અદ્વિતીય છે તો પછી જે બ્રહ્મ નથી તેવી કોઇ પણ ચીજ માટે સ્થાન નથી. तत् त्वम् असि, તું તે છે, એ પ્રસિદ્ધ વાક્યનો અર્થ એમ નથી થાતો કે આત્મા બ્રહ્મનો ભાગ છે, પણ બ્રહ્મ એજ આત્મા છે એમ થાયછે. જેને **હેનરી મોર** અને બીજા **કેમ્બ્રિજસ્થ પ્લેટોના ખ્રિસ્તિ** અનુગામીઓ **હોલેનમેરિયનો** (અશેષવર્તમાન વાદીઓ) કહેતા અને જેઓ આત્મા દરેક ભાગમાં પૂર્ણ રીતે હાજર છે એમ માનતા તેજ મતના વેદાંતીઓ છે.

### આત્મા અને પરમાત્મા જુદા દેખાવાનું કારણ ઉપાધિ છે.

હવે બ્રહ્મ અને જીવાત્મા એકજ કેમ હોઇ શકે એ સવાલનો

જવાબ આપવાનો છે. બ્રહ્મ અથવા પરમાત્મા નિત્ય, સર્વશક્તિમાન ને સર્વવ્યાપક છે, આપણો આત્મા નથીજ. શા માટે નથી? કારણકે તે બંધાયેલો છે, પુરાયેલો છે, કેમકે ઉપાધિઓ તેને નડેછે. સ્વતંત્ર, (સંપૂર્ણ) આત્મા શરીરક લાગેછે તેનું કારણ આ ઉપાધિઓ (નડતરો) છે. શરીર ને તેની ઇંદ્રિયો, બુદ્ધિ, વિજ્ઞાન અને ચિત્તના સાધનો, અને વિષય એ સૌ ઉપાધિયો છે. સ્થૂળ શરીર અને તેના અવયવોને આપણે હમેશાં ક્ષીણ થઇ નાશ પામતાં જોઇએ છીએ; તેટલા માટે તેમને નિત્ય કહી શકાય નહીં. તેઓ વિષય છે, વિષયી નથી. તેઓ, નિત્ય વિષયી જે આત્મા તે, હોઇ શકે નહીં. વળી મર્ણ સમયે નાશ પામતા આ સ્થૂળ શરીર ઉપરાંત, વેદાંતીઓના મત પ્રમાણે બીજું સૂક્ષ્મ શરીર છે. તે ઇંદ્રિય અને મનની શક્તિઓનું બનેલું છે. આ સૂક્ષ્મ શરીર દેહીનું આસન (સ્થાન) છે, અને આત્મા, મર્ણ પછી, પુનર્જન્મ પામે ત્યાં સુધી, તેમાં વસેછે એમ માનવામાં આવેછે. અલબત, કોઇ હિંદુ તત્ત્વવેત્તા પુનર્જન્મ (દેહાંતરપ્રાપ્તિ) વિષે શંકા લાવતો નથી. તેને તો આ જન્મના જેટલોજ પુનર્જન્મ નક્કી લાગેછે. આ પુનર્જન્મ બાબતનાં શારીરિક વર્ણનો ઘણે ઠેકાણે કલ્પિત અને માલ વિનાનાં લાગેછે. પણ તેવા પ્રાચીન કાળમાં એમ હોય તેમાં નવાઇ શી? પણ આ કલ્પિત વર્ણનો છતાં પુનર્જન્મનો સિદ્ધાંત તેવોને તેવોજ રહેછે, અને સર્વ દેશના મોટા તત્ત્વવેત્તાઓએ તે સ્વીકાર્યો છે એ વાત પ્રસિદ્ધ છે. તેમજ આ કલ્પિત વર્ણનોથી વેદાંત દર્શનના અગત્યના

સિદ્ધાંતોને કાંઇ હરકત થતી નથી, કેમકે જ્યારે વેદાંતનું સત્ય એકવાર સમજાય તો પછી પુનર્જન્મ તેમજ સ્વર્ગ સુખનો નાશ થાયછે. જ્યારે આત્મા ને પરમાત્મા એક છે એવું જ્ઞાન થાયછે ત્યારે પુનર્જન્મનો (સંસારનો) ફેરો ટળી જાયછે અને માત્ર બ્રહ્મમાં શાન્તિ અને નિત્ય આરામ પ્રાપ્ત થાયછે.

### વેદાંતના મન વિષેના વિચારો.

વેદાંતીઓની માનસશાસ્ત્ર સંબંધી પરિભાષા કદાચ ઘણી અપૂર્ણ અને અનિશ્ચિત લાગે. પણ તેમાં એક ફાયદાકારક વાત એ રહેલી છે કે આત્મા અને વિચારને જૂદા પાડેલા છે પણ સેળભેળ કરેલા નથી. આત્માને ત્રણ ગુણ છે, એટલે કે તે છે, તે જાણેછે, તે આનંદ પામેછે એ. પણ આત્માનું આ જાણવું એ જેને આપણે વિચારવું કહીએ છીએ તે નથી. તે તો તેજ અથવા પ્રકાશ છે, જેથી માણસ જડથી ભિન્ન દેખાયછે, જે અંદર પ્રકાશે છે અને જે બીજા ઉપર પ્રકાશવાથી બુદ્ધિ તરીકે ઓળખાય છે. એક ઉપનિષદ્‌માં આપણે વાંચીએ છીએ કે માણસ પ્રથમ પથ્થર જેવા જડ હતા, પણ બ્રહ્મે તેમાં પ્રવેશ કર્યો એટલે તેનામાં બુદ્ધિએ પ્રકાશ કર્યો. જેને આપણે પ્રત્યક્ષ જ્ઞાન, સ્મૃતિ, વિજ્ઞાન, કલ્પના અને વિચાર કહીએ છીએ તે તો ઇંદ્રિય અને મનનાં સાધનથી ઉત્પન્ન થાયછે. મન એ જેને ઇંગ્રેજીમાં "માઇન્ડ" કહેછે તે નથી, પણ તે ઇંદ્રિયોનું સંમેલન સ્થાન (મધ્ય બિંદુ) છે. પણ આત્મા ઇંદ્રિય અને મનથી નિરાળો છે. આ સર્વ જ્ઞાનનાં પ્રાથમિક સાધનો, એટલે કે ઇંદ્રિયો, નાશવંત છે, અને તેથી તેઓથી પ્રાપ્ત થયેલું

પરિણામ ગમે તેવું ઉચા પ્રકારનું હોય છતાં નાશવંત છે. વેદાંતીઓના મત પ્રમાણે બુદ્ધિની ઇંદ્રિયો (જ્ઞાનેંદ્રિયો) પાંચ છે, અને કર્મની ઇંદ્રિયો (કર્મેંદ્રિયો) પાંચ છે. શબ્દ, રૂપ, રંગ, રસ અને ગંધ જાણવા માટે જ્ઞાનેંદ્રિયો છે; અને લેવા, ચાલવા, બોલવા વિગેરે કામ કરવા માટે કર્મેંદ્રિયો છે.

ઇંદ્રિયોનો મન સાથે સંયોગ થવાથી પ્રત્યક્ષ જ્ઞાન ઉત્પન્ન થાયછે. જો મનનું ધ્યાન હોય તો આગળ મૂકેલી ચીજનું પ્રત્યક્ષ જ્ઞાન થાયછે, જો ધ્યાન ન હોય તો નથી થતું. મનની વૃત્તિઓ ઘણી છે, જેવીકે બુદ્ધિ, વિજ્ઞાન (અનુભવ) ને ચિત્ત. આ ત્રણ વૃત્તિઓ ઘણી વખતે સ્વતંત્ર સ્થિતિ ધારણ કરેછે, અને મનને ઠેકાણે અથવા તેની જોડે ઉભી રહેછે. આથી કરીને માનસિકશાસ્ત્રની પરિભાષામાં બહુ ગુચવાળો પેદા [1]થાયછે. મનની બીજી વૃત્તિઓ [2]કામ, સંકલ્પ, વિચિકિત્સા, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ, અધૃતિ, હ્રી (શરમ), ધી (વિચાર), [3]ભી (બીક) છે.

આ બધા પારિભાષિક શબ્દો માટે અંગ્રેજી યથાર્થ શબ્દો ગોતી કાઢવા મુશ્કેલ છે. કેટલેક ઠેકાણે મનનો અર્થ સ્મૃતિ થાયછે. (વેદાંતસૂત્ર, ૨, ૩, ૩૨.) ખરૂં જોતાં ઉપનિષદોમાં મન શબ્દ બહુ વિસ્તીર્ણ અર્થમાં વપરાયેલો છે. **સ્પાઇનોઝા**

૧. કેટલીકવાર અંતર-ઇંદ્રિયની ચાર વૃત્તિઓ કહેવામાં આવીછે તે એ કે મન(સ્મૃતિ), બુદ્ધિ, અહંકાર ને ચિત્ત.

૨. સરખાવો **સ્પાઇનોઝા**કૃત નીતિશાસ્ત્ર, ૨, ૭, ૩.

૩. તે ઉપરાંત સંશય ને વિકલ્પ અને નિશ્ચય ને અધ્યાસાય.

મન શબ્દ તેટલાજ વિસ્તીર્ણ અર્થમાં વાપરે છે, પણ ઉપનિષદોમાં તે શબ્દ ઓછો સ્પષ્ટ છે. પણ જોકે ઉપનિષદોમાં મનની જૂદી જૂદી વૃત્તિઓનું વર્ગીકરણ સ્પષ્ટ રીતે કરવામાં આવ્યું નથી, તોપણ અદ્વૈતવાદી **શંકરાચાર્યનો** મત સ્પષ્ટ છે. મન અને તેની દશ ઇંદ્રિયો તેના મત પ્રમાણે એકજ છે, અને તેના બીજા આવિર્ભાવો એકજ અંતઃકરણની જૂદી જૂદી વૃત્તિઓ છે.

### આપણું મન આપણો આત્મા નથી.

આ સર્વ બહુ અપૂર્ણ લાગે તોપણ તેમાં અગત્યનો એક વિચાર એ સમાયેલો છે કે આપણો આત્મા આપણું શરીર કે મન કે આપણા વિચારો (જેને માટે ઘણા ખરા તત્ત્વજ્ઞાનીઓ બહુ મગરૂર છે તે)માંનું કશું નથી, પણ આ સર્વ ઉપાધિઓ છે, અને આત્માને તે વેઠવી પડેછે. તેઓ તેની બેડી છે. તેઓ આત્માને ઢાંકી દેતાં વાદળાં છે, અને તેથી આત્મા પરમાત્મા સાથેનું પોતાના એકત્વનું ભાન ભૂલી જાયછે, ને બહારની તેમજ અંદરની સૃષ્ટિનો કેવળ દૃશ્ય સ્વભાવ વિસરી જાયછે.

### ઉપાધિનું કારણ અવિદ્યાછે.

તરતજ એક નવો સવાલ ઉભો થાયછે. આ ઉપાધિઓ, આ શરીર, આ ઇંદ્રિયો, આ મન અને બાકીનું સર્વ ક્યાંથી આવેછે? જવાબ એ કે અવિદ્યા અથવા અજ્ઞાનમાંથી. હું માનુંછું કે પ્રથમ અવિદ્યા શબ્દ માત્ર સંવિક્ત અર્થમાં વપરાયો હતો. જે અદૃશ્ય છે તેનું અવશ્ય આપણને અજ્ઞાન રહેવાનું એ અર્થ

તેથી સૂચિત થતો. મોટા મોટા તત્ત્વવેત્તાઓ આ પ્રમાણે આપણે અજ્ઞાન રહેવાના એમ એક અવાજે બોલેછે. પણ પાછળથી તરતજ આ અવિદ્યાને સ્વતંત્ર શક્તિનું રૂપ અપાયું. માત્ર વ્યક્તિની અવિદ્યા મટીને આખી સૃષ્ટિની અવિદ્યા થઈ. જીવાત્માનેજ આ અવિદ્યા નડેછે એટલુંજ નહીં પણ પરમાત્મા, બ્રહ્મ જે જીવાત્માનું અધિકરણ છે તેને પણ થોડી વાર નડેછે. સવાલ ત્યારે એ ઉઠેછે કે જ્યારે પરમાત્મા એકજ છે ને બહારની કોઇ પણ ચીજની તેના ઉપર અસર થતી નથી, કેમકે તેની બહાર કોઇ પણ નથી, અને જ્યારે તે દરેક રીતે પૂર્ણ છે ત્યારે અવિદ્યા તેના ઉપર કેવી રીતે અસર કરે? વેદાંતીઓ માત્ર એટલો જવાબ આપેછે કે તે તો એમ છેજ. આ જવાબ અસંતોષકારક ગણવામાં આવેછે, કેમકે તત્ત્વવેત્તાએ એમ છેજ એમ કહેવાના કરતાં શામાટે છે તેનો ખુલાસો આપવો જોઇએ. પણ દરેક દર્શનમાં અમુક હદે પહોંચ્યા પછી અજ્ઞાન અવશ્ય કબૂલ કરવું પડેછે, અને સૌ મોટા તત્ત્વવેત્તાઓને કહેવું પડયું છે કે સૃષ્ટિ સંબંધી આપણા જ્ઞાનની પણ હદ છે. જ્યારે કૅંટે પોતાનું "શુદ્ધ બુદ્ધિની પરીક્ષા" નામનું પુસ્તક પ્રકટ કર્યું ત્યારથી આપણી બુદ્ધિની પરિસીમાનું જ્ઞાન સર્વ વિવેકી દર્શનોનો પ્રથમ પાયો થઇ પડયું છે. વેદાંતીઓ સર્વ સ્થળે અવિદ્યાની અસર જુવેછે. આપણે આપણો ખરો સ્વભાવ ઓળખી શકતા નથી, અને જે જડ દુનિયા દેખાયછે ને લય પામેછે તે માનીએ છીએ, તે અવિદ્યા છે. જે અર્થમાં બ્રહ્મ સત્ય છે તે અર્થમાં આ સર્વવ્યાપક અવિદ્યા સત્ય નથી, પણ તે તદ્દન અસત્ય

પણ નથી, કેમકે તેણે કરીનેજ જો કે તે પોતે અસલ છે છતાં દૃશ્ય સત્ય દેખાય છે. અવિદ્યા માનવા વિના છુટકો નથી, કેમકે, તે વિના, જેને ખરી દુનિયા કહેવામાં આવેછે તેની સમજ પાડવી અશક્ય છે; માટે તેને માનવામાંજ તેની સત્યતા સમાયેલી છે. આ અવિદ્યા શું છે તે જાણવું અશક્ય છે બલકે સ્વવિરોધી છે. અને આ મતલબનો એક અસરકારક શ્લોક છે જેનો અર્થ એમ થાયછે કે જે માણસ અવિદ્યા જાણવા માગેછે તે માણસ છેટેથી પ્રકાશતી મશાલવડે અંધારૂં જોવાની ઇચ્છા રાખનારા માણસ જેવો છે[1].

### અવિદ્યા જ્ઞાનથી નાશ પામેછે.

પણ જો કે થોડા કાળ સુધી આ અવિદ્યામાં આપણને જીતી લેવાની અને ગુલામ કરવાની સત્તા છે, તોપણ આખરે ખરી વિદ્યાના પ્રભાવથી તેને જીતી લેવાની, ગુલામ કરવાની

---

[1] અવિદ્યા વિષે આ મત વેદાંત સિદ્ધાંત મુક્તાવલી (જેનો **પ્રોફેસર વેનિસે** તરજુમો કર્યો છે તે)માં સાફ બતાવવામાં આવ્યો છે, (પા. ૧૪—૧૫): "અવિદ્યાની સત્યતા માટે કાંઇ પણ દૈવી કે માનુષ્ય પુરાવો નથી....વેદથી કે બુદ્ધિથી અવિદ્યા શું સિદ્ધ થાયછે, કે જડ દુનિયાનો બીજા કશાથી ખુલાસો નહીં થવાથી તેના ખુલાસા માટે અવિદ્યાને માની લેવામાં આવીછે? વેદ, બુદ્ધિ, અનુમાન કે માનુષ્ય શિક્ષણથી તો સાબીત નથી થતી; કેમકે જો તેમાંના એકથી જો અવિદ્યા સાફ સાબીત થાય તો પછી વાદનો છેડો આવેછે. માટે જ્યારે અવિદ્યા માટે પુરાવો નથી ત્યારે કબૂલ કરવું જોઇએ કે અસત્ય દુનિયા કોઇ બીજી રીતે ન સમજાવી શકાય માટે તે માની લેવામાં આવીછે....કેમકે અવિદ્યા માની લીધા વગર બીજો રસ્તો નથી." જુઓ **કર્નલ જેકોબ** કૃત વેદાંતસાર, પ. ૧૭૩.

ને તે અને તેના સર્વ કર્મનો નાશ કરવાની આપણને શક્તિ આવેછે. આ ખરૂં જ્ઞાન-આ ખરી વિદ્યા એ વેદાંત દર્શન છે. આપણે આપણી બેડી ન તોડી શકીએ તોપણ તે બેડી છે એમ જાણી શકીએ. આપણે આપણા શરીરને અને તેની ઇંદ્રિયોને દૂર ન કરી શકીએ એ ખરૂં, તેમજ દૃશ્ય દુનિયાનો નાશ ન કરી શકીએ તે ખરૂં, પણ આપણે તેથી ઉંચે ઉડી શકીએ અને તે બંધ પડે નહીં ત્યાં સુધી ચોકી કરી શકીએ. આનું નામ જીવનમુક્તિ છે અને તે મૃત્યુ સમયે સંપૂર્ણ મુક્તિ થાયછે. વેદાંતીઓ આ મત નીચેની અલંકારિક ભાષામાં પ્રદર્શિત કરેછે. જેવી રીતે કુંભારનો ચાકડો એકવાર ગતિ આપ્યા પછી પોતાની મેળે ચાલ્યા કરેછે તેવીજ રીતે આપણું દૃશ્ય જીવન તેને ગતિ દેનાર અવિદ્યા નાશ પામવા પછી પણ પોતાની મેળે ચાલ્યા કરેછે. આ જીવનનું છેલ્લું સૂત્ર, વેદાંત દર્શનનું છેલ્લું સૂત્ર तत् त्वम् असि,'તું તે છે', અથવા अहं ब्रह्मास्मि, 'હું બ્રહ્મ છું' એ છે. આ સૂત્રથી હૃદયની ગાંઠો તુટી જાયછે, સર્વ શંકાઓ છેદાય છે, સર્વ કર્મનો ક્ષય થાયછે, કેમકે પર અને અપર બ્રહ્મ જોવામાં આવ્યુંછે.

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥

હવે આ ભાષણ સમાપ્ત કરવા પહેલાં શંકરાચાર્યના બીજા એક નાના પ્રકરણના વિચારો તમને વાંચી સંભળાવું (૪, ૧, ૨). આ પ્રકરણમાં કયા અર્થમાં આપણો આત્મા પરમાત્મા થઇ શકે અને આત્માનું અસ્તિત્વ ઇશ્વરમાંજ

(બ્રહ્મમાંજ) કેવી રીતે હોઇ શકે તે શંકરાચાર્ય સમજાવે છે.

## આત્મા ઇશ્વર સાથે કેવી રીતે એક થઇ શકે?

**શંકરાચાર્ય** કહેછે કેઃ "આત્મા હું છે કે હુંથી કાંઇક જુદી ચીજ છે કે કેમ તે બાબત સૂત્રકાર વિચાર કરેછે. જો એમ કહેવામાં આવે કે આત્મા શબ્દ વેદમાં 'હું' ના અર્થમાં વપરાયો માટે તે બાબત શંકા થવી નહીં જોઇએ, તો જવાબ એ છે કે જીવાત્મા અને ઇશ્વરને જૂદા જૂદા ન ગણો તો આત્મા શબ્દ આ તેના મૂળ અર્થમાં લઇ શકાય; પણ જૂદા ગણો તોજ આત્મા શબ્દ તેના ગૌણ અર્થમાં લેવાય" આં ઉપરથી પ્રતિવાદી એમ કહેછે કે 'હું' ના મૂળ અર્થમાં આત્મા શબ્દ ન લઇ શકાય, કેમકે અમોધત્વ (પાપ નહીં હોવાપણું) વિગેરે ગુણો જેનામાં છે તેમાં એટલે કે ઇશ્વરમાં વિરૂદ્ધ ગુણ સંભવે નહીં, તેમજ જેનામાં વિરૂદ્ધ ગુણછે તેનામાં અમોધત્વાદિ ગુણો સંભવે નહીં. હવે પરમેશ્વર પાપરહિત છે, પણ દેહી પાપી છે. વળી જો ઇશ્વર સંસારમાં ડુબેલો હોય તો પછી તે તેટલાજ ઉપરથી ઇશ્વર મટી જાયછે અને વેદ અર્થવિનાના થાયછે. અને જો જીવાત્માને પરમાત્મા ધારવામાં આવે તોપણ વેદ અર્થવિનાના થાશે, કેમકે ત્યારે કોઇ પણ (વેદાંતનો અભ્યાસ કરી બ્રહ્મત્વ પ્રાપ્ત કરવા માટે) લાયકાત ધરાવતો હશે નહીં, બલકે પ્રત્યક્ષ જ્ઞાન પણ જુઠું પડશે. અને જો એમ કહેવામાં આવે કે ધારો કે બન્ને જૂદા જૂદા છે પણ વેદ એમ કહેછે કે આપણે તેમને એક ગણવા, તો પછી જે અર્થમાં આપણે વિષ્ણુ અને તેની મૂર્ત્તિઓને એક લેખીએ છીએ તેવી રીતે શામાટે તેમને

એક ન લેખવા? અસમ્મત જીવાત્મા પરમેશ્વર પોતે છે એ કરતાં આ કબૂલ કરવું વધારે પસંદ કરવા યોગ્ય છે એ અમારો અભિપ્રાય છે." એટલે કે ખરા પક્ષ સામે ઉપર પ્રમાણે શંકાઓ લઈ શકાય. આ શંકાઓના નિવારણમાં **શંકરાચાર્ય** જીવાત્મા અને પરમાત્મા [1]એકજ છે એમ નીચે પ્રમાણે સ્થાપિત કરેછે

"પરમેશ્વરને (આપણામાં રહેલો) આત્મા સમજવો, કેમકે **જાબાલ** પરમેશ્વરને (આપણામાં રહેલો) આત્મા લેખી તેના વિષે નીચે પ્રમાણે બોલેછેઃ 'ખરેખર હે પવિત્ર દેવ, હું તું છું, અને હે દેવ, તું હું છે.' અને તેવીજ મતલબનાં બીજાં વાક્યો છે, જેવાં કે 'હું બ્રહ્મ છું'. આ વાક્યો એમ બતાવે છે કે ઇશ્વર (આપણી અંદરનો) આત્મા છે. ઇશ્વર (અંદરનો) આત્મા છે એ મતલબનાં વેદાંત સૂત્રો પણ છે. દાખલા તરીકે, 'આ તારો આત્મા છે જે સર્વમાં છે'. 'તે તારો આત્મા છે, અંતરયામી છે, અમર છે;' 'તેજ સત્ય છે, તેજ આત્મા છે, અને તું તે છે,' વિગેરે. વિષ્ણુની મૂર્તિનો દાખલો લઇ એમ સૂચવવામાં આવ્યું કે માત્ર લાક્ષણિક તાદ્દશતાજ સ્થાપિત કરેલી છે, પણ તે તદ્દન અયોગ્ય છે, કેમકે તે શ્રમસાધ્ય (લાક્ષણિક) હોવાથી અગ્રાહ્ય છે. વળી વાક્યરચના પણ તે અર્થની વિરૂદ્ધ છે, કેમકે

[1] પ્રોફેસર **થીબો** (ઉપોદ્ઘાત પા. ૧૦૦) અને **કર્નલ જેકોબ** એમ માનતા જણાયછે કે જીવાત્મા અને પરમાત્માની આ ઐક્યતા એ **બાદરાયણનો મત નથી. જેકોબ**કૃત વેદાંતસાર, પા.૪. પણ તે ઉપનિષદોનો મત છે.

લાક્ષણિક તાદૃશ્ય બતાવવું હોય તો શબ્દ એકજવાર વપરાય, દાખલા તરીકે 'બ્રહ્મ મન છે,' 'બ્રહ્મ આદિત્ય છે.' પણ આ-પણા સૂત્રમાં તો એમ લખ્યું છે કે 'હું તું છે, તું હું છે.' તેટલા માટે વેદની શબ્દ રચનામાં તફાવત હોવાના સબબે આપણે (ઇશ્વર અને આત્મા વચ્ચે) અભિન્નતા સ્વીકારવી જોઇએ. વળી વેદમાં ભિન્નતાનો સાફ અસ્વીકાર છે. કેમકે તેમાં લખ્યું છે કે 'જે કોઇ બીજા દેવની તે એક છે ને હું બીજો છું એમ ધારીને ઉપાસના કરેછે તે જાણતો નથી.' (बृह. आर. उप. ૧, ૪, ૧૦); 'જે અહીં ભિન્નતા જુવેછે તે મોત ઉપર મોત ભોગવે છે,' (बृह ४, ૪, ૧૯); અને 'આત્મા સિવાય બીજે સ્થળે જે કોઇ જુવેછે તેને દરેક ચીજ તજી દેછે.' (बृह. २. ૪. ૬). આ અને વેદના બીજાં વાક્યોમાં (જીવાત્મા અને પરમાત્મા વચ્ચે) ભિન્નતાના મતનો તિરસ્કાર છે.

"પરસ્પર વિરૂદ્ધ ગુણો આત્મામાં અસંભવિત હોવા બાબત જે કહેવામાં આવ્યું તેના સંબંધમાં કહેવાનું કે એ ખરી શંકા નથી, કેમકે પરસ્પર વિરૂદ્ધ ગુણો કબૂલ કરવા એ ખોટું છે એમ અગાઉ બતાવવામાં આવ્યું છે. વળી એમ કહેવામાં આવ્યું હતું કે તેમ હોય તો ઇશ્વર સંભવે નહીં, તે પણ ખોટુંછે, કેમકે તે માટે વેદનું પ્રમાણ છે, તેમજ અમે તે અર્થમાં તે લેતા નથી. કેમકે ઇશ્વર જીવાત્મા છે એમ અમે માનતા નથી, પણ અમે એમ સિદ્ધ કરવા માગીએ છીએ કે જીવાત્મા તેના સાંસારિક સ્વભાવથી મુક્ત થાય તો તે ઇશ્વરનો આત્મા છે.

આ ઉપરથી ફલિત થાયછે કે અદ્વૈત બ્રહ્મ પાપરહિત છે અને વિરૂદ્ધ ગુણ (ભોક્તૃત્વ) ભૂલથી તેને લગાડવામાં આવેછે.

"અને (વેદાંત શીખવા માટે) લાયકાતવાળો કોઇ માણસ નથી અથવા પ્રત્યક્ષ જ્ઞાનજ આપણી વિરૂદ્ધ છે એમ કહેવું પણ ભૂલ ભરેલું છે. કેમકે જ્ઞાન પ્રાપ્ત થયા પહેલાં, આત્માની સાંસારિક સ્થિતિ અમે પૂર્ણ રીતે કબૂલ કરીએ છીએ, અને પ્રત્યક્ષ જ્ઞાન માત્ર એ સ્વભાવ સંબંધે છે, પણ 'જો આત્મા માત્ર આજ હોત તો પછી તે કાંઇ પણ ચીજ કેવી રીતે જોઇ શકે?' એ વાક્ય બતાવે છે કે જેવું જ્ઞાન પ્રાપ્ત થાયછે તેવુંજ ઇંદ્રિયનું કર્મ સમાપ્ત થાયછે. પ્રત્યક્ષ જ્ઞાનનો લોપ થવાથી વેદનો પણ લોપ થશે એ શંકા માલવિનાની છે; બલકે તે અમે પોતે પસંદ કરીએ છીએ, કેમકે 'પછી પિતા પિતા નથી' એ શબ્દોથી જે શરૂ થાયછે અને 'પછી વેદ વેદ નથી' એ શબ્દોથી જે સમાપ્ત થાયછે એ વાક્ય પ્રમાણે અમે કબૂલ કરીએ છીએ કે જ્ઞાન આવતાં વેંત વેદનો લોપ થાયછે, અને 'કેને જ્ઞાન નથી?' એમ જો તમે પુછતા હો તો અમે કહીએ છીએ કે 'તમને, કેમકે તમે એવો સવાલ પૂછોછો.' 'પણ તેજ વેદમાં મને શું ઇશ્વર કહ્યો નથી?' એમ જો તમે કહો તો અમે જવાબ દઇએ છીએ કે 'હા, તમને કહ્યા છે, પણ જો તેટલું જ્ઞાન તમને હોય તો કાંઇ અજ્ઞાન નથી'. આત્માનું અદ્વૈત હોઇ ન શકે એવી જે કેટલાક શંકા કરેછે તેને આજ જવાબ લાગુ પડેછે, કેમકે અવિદ્યાએ કરીને એટલે કે જ્ઞાન મળ્યાં પહેલાં આત્મા દ્વિતીય લાગેછે. માટે સિદ્ધ

થાયછે કે આપણામાં રહેલા આત્માને આપણે ઇશ્વર માનવો."

આપણે હમેશાં યાદ રાખવું જોઇએ કે આ સર્વનો હેતુ **ગ્રીક** લોકોની માન્યતા પ્રમાણે માણસે ઈશ્વરની પાયરીએ ચડવાનો નહીં, પણ ઇશ્વરત્વ ફરી મામ્ કરવાનો હતો. પ્રથમ હેતુને જર્મન ગૂઢવાદીઓ **વરગોટ્ટર્યુંગ** અને બીજાને **વરગોટ્ટયુંગ** કહેછે; પ્રથમને તેવો ઇશ્વરનિંદા કહેછે, પણ બીજાને ઇશ્વરનું પુત્રત્વ જે ખ્રિસ્તિ ધર્મનો મોટામાં મોટો હેતુ છે તે કહેછે.

## ભાષણ ૩ જું.

### हिंदु जने युरोपीय दर्शन वच्चे समानता अने भिन्नता.

### પૂર્વ દેશીય દર્શનની વિચિત્રતા.

બે ત્રણ ભાષણ જેટલી ટુંકી હદમાં પ્રાચીન વેદાંત દર્શન વિષે જે હકીકત હું આપી શકયોછું તે સ્વાભાવિક રીતે બહુ અપૂર્ણું છે, અને સૌથી અગત્યના સિદ્ધાંતો સંબંધેજ છે. એટલી ટુંકી હદમાં પ્લેટો, કૅંટ કે બીજા કોઇના પૂર્ણ દર્શનનો સામાન્ય ચિતાર આપવો પણ તેટલોજ મુશ્કેલ થઈ પડત. પણ યાદ રાખવું જોઇએ કે આ યુરોપીય દર્શનો સાથે આપણને થોડો ઘણો પરિચય છે, એટલુંજ નહીં, પણ તેના કેટલાક પારિભાષિક શબ્દોથી કાંઇ પણ ખાસ અભ્યાસ કર્યા વિના આપણે માહિત છીએ. ચૈતન્ય અને જડ વચ્ચે, સામાન્ય અને જાતિ (પર સામાન્ય અને અપર સામાન્ય, genus and species) વચ્ચે તફાવત જાણવો એ આપણી સહજ કેળવણીના ભાગરૂપે આવી જાયછે. આપણે જાતીય વિશેષ (specific differences) શબ્દ, જાતીય શબ્દની વ્યુત્પતિ જાણ્યા વિના સાધારણ વાતચીતમાં વાપરીએ છીએ. આપણે સહજ અને પ્રાપ્ત વિચારો વિષે, પદાર્થ વિષે અને શુદ્ધ બુદ્ધિ વિષે તેમનો ખરો અર્થ જાણ્યા વિના બોલીએ છીએ. પણ હિંદુ દર્શન આપણને પૂર્વ દેશના એક વિચિત્ર શહેર જેવું ભાસેછે,

જેના રસ્તાઓ કે રસ્તાઓના નામોથી આપણે અજાણ્યા છીએ, અને જ્યાં આપણને માર્ગ બતાવવા માટે આપણા હાથમાં નક્શો હોવા છતાં આપણને ભૂલા પડી જવાની વખતો વખત ધાસ્તી રહેછે. પૂર્વ અને પશ્ચિમમાં વિચારના ચીલા પણ જૂદા જૂદા છે. "મેટર" (જડ) અને "સ્પિરિટ" (ચૈતન્ય) વચ્ચે વેદાંત મત પ્રમાણે બરાબર તફાવત બતાવવા માટે સંસ્કૃત શબ્દો ખોળી કાઢવા એ કાંઇ રહેલું કામ નથી. વિષય અને વિષયી શબ્દો તે માટે વાપરી શકાય. "આઈડીઆ" શબ્દનો તરજુમો કરવો હોય તો ઘણુંકરીને આપણે "સંજ્ઞા" શબ્દ વાપરવો જોઇએ. "સંજ્ઞા"નો અર્થ નામ થાયછે એટલે કે "આઇડીઆ"નું બહારનું સ્વરુપ થાયછે. "કેટેગરી" શબ્દનો તરજુમો સાધારણ રીતે અને ખરી રીતે પદાર્થ શબ્દથી થાયછે, પણ પદાર્થનો ખરો અર્થ પદ એટલે શબ્દ, તેનો અર્થ એટલે હેતુ એવો થાયછે. તે ઉપરથી સામાન્ય અભિધેય, એટલે કે "કેટેગરીઓ", જેવી કે દ્રવ્ય, ગુણ વિગેરે માટે તે વાપરી શકાયછે. પણ સંસ્કૃત એવી તો યોગ્ય ભાષા છે કે પદાર્થ શબ્દ ચીજના સાધારણ અર્થમાં પણ વપરાય છે, તે એમ સૂચવેછે કે સંસ્કૃત ભાષાના બનાવનારાઓ ચીજ ને પદાર્થ એક છે એમ જાણતા હોવા જોઇએ. "રિલિજન" (ધર્મ) અને "ફીલસુફી" (તત્ત્વજ્ઞાન) જેવા પરિચિત શબ્દોનો પણ સંસ્કૃતમાં તરજુમો કરવો મુશ્કેલ છે, કેમકે જે પરસ્પર સંબંધ તેમની વચ્ચે આપણે જોઇએ છીએ તે સંબંધ હિંદુઓ તેમની વચ્ચે જોતા નથી.

માટે એક રીતે બોલતાં એ તદન ખરૂં છે કે **હિંદુ** તત્ત્વ-જ્ઞાન શીખવા માટે **હિંદુસ્થાનની** ભાષા સમજતાં શીખવું જોઇએ.

### હિંદુ તત્ત્વજ્ઞાનની સામાન્ય મનોહરતા.

તોપણ, પ્રાચીન વેદાંત દર્શન ઉપરનાં આ સંક્ષિપ્ત ભાષણો સાંભળવાનું આપને આમંત્રણ કરવાનો મારો હેતુ માત્ર તમને ખાત્રીપૂર્વક એમ બતાવી આપવાનો હતો કે તાત્વિક વિચારનું વેદાંતરૂપી આ પ્રાચીન શહેર જોવા લાયક છે એટલુંજ નહીં, પણ જો તમને અવકાશ હોય તો તે, પ્રાચીન વિચારના ભવ્ય દેવાલય અને સમાધીઓને રસ્તે મુસાફરી કરતો બુદ્ધિશાળી મુસાફર જેટલું અન્વેષણ કરી શકે, તેટલું સંભાળપૂર્વક અન્વેષણ કરવા યોગ્ય છે. જો કે આપણે ગુફા-ઓની દીવાલો ઉપરના બધા ગૂઢાક્ષરો વાંચી ન શકીએ, તોપણ તે જોવામાં પણ માહાત્મ્ય રહેલું છે. તેમજ જો કે વેદાંત દર્શનના સર્વ ભાગ ખોળી કાઢવા જેટલો અને તેના ઉંચામાં ઉંચા શિખર ઉપર ચડવા જેટલો અવકાશ ન હોય તોપણ તેના ઉંડા પાયા અને ઉંચી ઇમારતો જોવાય તોએ ઘણું છે.

**ઈસ્તાંબોલની** પડતી પછી જ્યારે પશ્ચિમ યુરોપ ગ્રીક તત્ત્વજ્ઞાનના મૂળ ગ્રંથોથી ફરી માહિત થયું, ત્યારે વિચારના જે ખજાનાઓ પૂર્વ દેશમાંથી મળી આવ્યા તેથી પશ્ચિમ દેશનું જીવન વધારે કિમ્મતી થયું. હિંદુ સાહિત્ય અને વિશેષે કરીને હિંદુ ધર્મ અને તત્ત્વજ્ઞાનની શોધ એ એકી વખતે પ્રાચીન દુનિયાની પુનર્જીત તેમજ નવી દુનિયાની શોધ છે; અને સંસ્કૃત

સાહિત્યમાં પ્રાચીન વિચારનો જે ખજાનો એકઠો કરેલો છે તેની માત્ર જો કે આપણે ઝાંખી કરી શકીએ, તોપણ આપણને ભાન થાયછે કે જે દુનિયામાં આપણે વસીએ છીએ તે વધારે તવંગર થઇ છે, તેમજ જે વારસામાં આપણ સૌ ભાગ લઇ શકીએ તે અચાનક મળી આવવાથી આપણને હર્ષ ઉત્પન્ન થાયછે.

માત્ર આપણે આપણને પોતાનેજ નુકસાન કરતી ઉદ્ધતાઇનો તિરસ્કાર કરવો જોઇએ છે. તેથી કરીને જે જે આપણને વિચિત્ર લાગેછે તે તે આપણે છોડી દઇએ છીએ, અને જે જે આપણે એકદમ સમજી શકતા નથી તે તે આપણે ધિક્કારીએ છીએ. ગ્રીસદેશ તથા **હિંદુસ્થાન**ના પ્રાચીન તત્ત્વવેત્તાઓના કેટલાક વિચારથી આપણને હસવું આવે, પણ આપણે તેની મશ્કરી કરવી નહીં જોઇએ. પૂર્વ દેશમાંથી જે જે આવેછે તે સઘળાનો હું અવિવેકી વખાણનાર નથી. પૂર્વ દેશનાં ધર્મ પુસ્તકોમાં આપણને ઘણો કચરો માલૂમ પડેછે, તે માટે મેં ઉપરા ઉપરી મારો અફસોસ જાહેર કર્યો છે, પણ તેથી કરીને તેઓમાં જે જે કિમ્મતી છે તે તે ગ્રહણ કરતાં આપણે અટકવું જોઇએ નહીં.

## પૂર્વ દેશના સાહિત્યની પરીક્ષા.

**હિંદુઓને** જે, ગંભીર ડહાપણથી ભરેલું અને મોટા ... યોગ્ય, લાગેછે તેને મેં કચરો કહ્યાથી, મારો વખતો ... દોષ કાઢવામાં આવ્યોછે ને હું જાણું છું. હું મજબૂત રીતે ...નું છું કે આપણે ધર્મ સંબંધી બાબતમાં સંભાળથી ને

માનપૂર્વકરીને હમેશાં બોલવું જોઇએ, અને જે સ્થિતિ પૂર્વ દેશના માણસોએ સેંકડો વર્ષ થયાં ધર્મના સવાલ તરફ ધારણ કરીછે તે સ્થિતિનો આપણો યથાર્થ અનુભવ મેળવવો ઘણીખરી વાર બહુ મુશ્કેલ છે તે હું ઘણી ખુશીથી કબૂલ કરૂંછું. આપણે સૌ આપણી જાત માહિતીથી જાણીએ છીએ કે જે ઘણા જુના કાળથી ચાલતું આવ્યું હોય અને જેને પવિત્ર માનવાનો આપણને આપણી બાલ્યાવસ્થાથી બોધ કરવામાં આવ્યો હોય, તે જીંદગીપર્યંત એવો તો મોહની ઉત્પન્ન કરેછે કે તે તદન દૂર કરવી મુશ્કેલ થઇ પડેછે. જે ગેરવ્યાજબી છે તેમાંથી વ્યાજબી શોધી કાઢવા માટે યત્ન કરવો એ જ્યાં લગણ તેથી જે ચીજને છોડી દેવા આપણે ખુશી ન હોઇએ તે રાખવાનું આપણને ઉત્તેજન મળેછે ત્યાં લગણ યોગ્ય લાગે છે એ ખરૂં, તોપણ અમારાથી ના પાડી શકાતી નથી કે પૂર્વ દેશના ધર્મ પુસ્તકોમાં પુષ્કળ કચરો છે, અને જે પ્રવાહમાં સ્વચ્છ સોનાના કકડા ચાલ્યા જાયછે તેમાં રેતી, કાદવ અને નિર્જીવ અને અનિષ્ટ ઘણુંએ પણ ઘસડાતું જાયછે. વેદના સૂક્તોનો, બ્રાહ્મણોનો અને ઉપનિષદોનો પણ ઘણો ભાગ કેવળ કચરો છે, અને સદીઓ થયાં કોણ જાણે કેવી રીતે એકઠો થયોછે એવું એક પૂર્વ દેશીયને પણ સુઝ્યું હતું એમ બુદ્ધના ગ્રંથ વાંચવાથી આપણે જાણીએ છીએ. બ્રાહ્મણ સામેના તેના વૈરભાવને બહુ મોટું રૂપ આપી દેવામાં આવ્યુંછે. આ સમયમાં આપણે જાણીએ છીએ કે તેના ઘણાખરા મતો ઉપનિષદોમાંથીજ ખરેખર લીધેલા છે પણ જો કે તે હિંદુસ્થાનના પ્રાચીન

સાહિત્યમાંથી સુવર્ણ સ્વીકારે છે ને રાખેછે, તોપણ તે કચરો સ્વીકારતો નથી. આ વિષય ઉપર બુદ્ધના શબ્દો ઉતારો કરવા જેવાછે; તેઓ એમ બતાવેછે કે જેને બ્રાહ્મણો પૂજ્ય અને ઇશ્વર-પ્રણિત કહેછે તેમાંનું ઘણુંખરૂં એ પૂર્વ દેશીયને પણ નકામું અને અર્થ વગરનું લાગ્યું હતું, એટલુંજ નહીં, પણ તેની સાથે જે બુદ્ધિ સ્વાતંત્ર્ય આપણને પણ જાળવી રાખવું ઘણીવાર મુસ્કેલ પડેછે તેવા સ્વાતંત્ર્યના પ્રભાવથી તેણે તે પ્રમાણે જાહેર કર્યું હતું. કલમસુત્તમાં બુદ્ધ લખેછે કે: "તમે જે સાંભળ્યું છે તે માની લેમા; જે દંત કથાઓ પૂર્વાપર ચાલી આવેછે તે પણ માની લેમા; અમુક વાતની અફવા ફેલાયેલી છે અથવા ઘણા તે વિષે બોલેછે તે ઉપરથી તે વાત તમે માની લેમા; કોઇ પ્રાચીન મુનિના પુસ્તકમાં આમ લખ્યુંછે તે ઉપરથી તમે કાંઇ માની લેમા; અટકળો માની લેમા; ટેવથી જે વાત તમને પરિચિત થઇછે તેને સત્ય તરીકે માની લેમા; તમારા ગુરૂ અને વડીલોના કહેવાથીજ કાંઇ પણ માની લેમા,—અવલોકન અને પૃથક્કરણ કર્યા પછી જ્યારે તમારી બુદ્ધિ તેની હા પાડે અને તેથી એક અને અનેકનું શ્રેય અને હિત વધે, ત્યારે તે ગ્રહણ કરો અને તે પ્રમાણે વર્તો" (અંગુત્તર નિકાય, જુવો ધર્મ સભાના કામ કાજ [Transactions of Parl. of Rel.] પુસ્તક ૨ જું પા. ૮૯૭). હિંદુસ્થાનની વચ્ચે આ પ્રમાણે બોલવું એ કાંઇ થોડી હિંમતનું કામ નહોતું. કોઇ પણ વખતે એ પ્રમાણે બોલવામાં હિમત્ત જોઇએ છીએ. તે ઉપરથી એટલું તો જણાયછે કે એક પૂર્વ દેશીય પણ પૂર્વાપરથી જેચાલ્યું

આવ્યું હતું તે બધું વખાણી શક્યો નહોતો આ દાખલો આપણે ગ્રહણ કરવા યોગ્ય છે, અને તે મુજબ સારાસાર હમેશાં જૂદાં પાડવાં, બધી વાત સાબીત કરવી, ને જે સાર છે તેને મજબૂતાઇથી વળગી રહેવું. હું ફરી કહુંછું કે વેદમાં, વિશેષે કરીને ઉપનિષદોમાં સાર પુષ્કળ છે, પણ અસાર પણ પુષ્કળ છે, અને મારા પ્રતિપક્ષીઓને કહુંછું કે જે માણસ અસાર તજી શકતો નથી તે સારની કિમ્મત ખરેખર જાણી શકે એ બનવા જોગ નથી.

## પવિત્ર અક્ષર ઓમ.

દાખલા તરીકે, પવિત્ર અક્ષર ઓમ્ વિષે ઉપનિષદોમાં જે લખ્યુંછે તેમાંનું ઘણુંખરૂં મને તેના હાલના આકારમાં તો બકવાદ જેવું લાગેછે. હું અહીં તેના દાખલા આપી શકતો નથી. પણ તમે છાંદોગ્ય ઉપનિષદ્નો શરૂઆતનો ભાગ વાંચશો તો મારા કહેવાનો અર્થ સમજશો. પવિત્ર અક્ષર ઓમ્ વિષે ઉપનિષદોમાં જે બધું અર્થ વગરનું આપણે જોઇએ છીએ તેમાં પ્રથમ કાંઇ અર્થ હશે ખરો. પહેલાં આ "ઓમ્" અક્ષરનો અર્થ યતો હશે, તે કદાચ તેની પહેલાના શબ્દ "અવમ્" નું ટુંકું રુપ હોય. આ "અવમ્" ઇતિહાસના કાળ પૂર્વે દૂરની ચીજો બતાવવા માટે સર્વનામ તરીકે વપરાતો હોય—જેમ "અયમ્" શબ્દ નજીકની ચીજો બતાવવા માટે વપરાતો તેમ. જેમ ફ્રેંચ શબ્દ "હોક ઇલ્લ્યુડ"નો "ઓઇ" થઇ ગયો, તેમ "અવમ્"નો પાછળથી "ઓમ" હકારવાચક કેવળપ્રયોગી થઇ ગયો હોય. છાંદોગ્ય ઉપનિષદ્માં (૧, ૧, ૮) લખ્યું છે

કે "તે અક્ષર હકારવાચક છે, કેમકે જ્યારે જ્યારે આપણે કોઈ પણ ચીજની હા પાડીએ છીએ ત્યારે 'ઓમ' એટલે કે 'હા' કહીએ છીએ." હવે જો "ઓમ" નો મૂળ અર્થ "તે" અને "હા" હોય તો પછી આપણે સમજી શકીએ કે "એમેન" (આમીન, હા) શબ્દની પેઠે તેણે "તત્ સત્" એવો વધારે સામાન્ય અર્થ ગ્રહણ કર્યો હોય, અને તે મનુષ્યની ભાષાથી જે કાંઇ કહી શકાય તે બધું બતાવવા માટે વપરાતો થયો હોય. જેમકે મૈત્રાયણ ઉપનિષદ (૬, ૨૩)માં એક શબ્દ રહિત બ્રહ્મ હતું અને બીજું શબ્દ બ્રહ્મ હતું એમ કહ્યા પછી લખ્યુંછે કે શબ્દ-બ્રહ્મ એ "ઓમ્" અક્ષર છે. આ આપણને અર્થ વિનાનું લાગેછે, પણ તેમાંથી અર્થ કાઢવો હોય તો આપણે કબૂલ કરવું જોઇએ કે આ "ઓમ્" શબ્દ પ્રથમ સર્વ ભાષાની સંજ્ઞા તરીકે વપરાતો હોવો જોઇએ, જેમકે ધર્મગુરુ કહે કે બધી ભાષા "એમેન, એમેન" (ઓમ) છે.

### જે જે પ્રાચીન હતું તે તે પવિત્ર થયું.

વેદમાં પણ, અને વિશેષે કરીને બ્રાહ્મણોમાં પણ, સાર અને અસાર આવી વિચિત્ર રીતે કેવી રીતે સેળભેળ થઈ ગયાં તેનો ખુલાસો આપવો ખરેખર બહુ મુશ્કેલ છે. કદાચ એમ હોય કે જ્યારે આ પ્રાચીન ગ્રંથોને પ્રથમ લખવામાં આવ્યા ત્યારે જુના કાળથી જે ચાલ્યું આવતું હતું તે પવિત્ર અને સંગ્રહ કરવા યોગ્ય જણાયું હશે. આપણે યાદ રાખવું જોઇએ કે માત્ર પ્રાચીન હોવાના સબબથી આપણા જમાનામાં પણ પૂર્વકાલીન પુરુષો વિકરાળ અને નિર્જીવ ચીજો વખાણે છે.

તેમ એ વાત પણ ભૂલી જવી નહીં જોઇએ કે વેદ લખાયા તે પહેલાં લાંબા વખતથી તે મુખપાઠથી પૂર્વાપર ચાલતા આવ્યા હતા, તેથી પણ ઘણા નકામા વિચારો પણ તેની સાથે રહી ગયા હોય. **હોમર** પણ કેટલીકવાર નિરસ લાગેછે, કેમકે તેની કવિતામાં પણ તેવીજ સેળભેળ જોવામાં આવેછે; તેમજ **સ્કેંડિનેવિયન, જર્મન, ફિન** અને **લેપ** અને બીજી પ્રજાઓની લોકપ્રિય કવિતામાં પણ સારાસારનું મિશ્રણ જોવામાં આવેછે. પણ તેમ છતાં પણ પરિણામે જો થોડુંક ખરૂં સોનું મળે, તો પછી સોનીની પેઠે કચરાવાળા પાણી તથા માટી તથા રેતી ઉપર ઈતિહાસકારોએ ધ્યાન આપવું નહીં જોઇએ શું?

મારા શ્રોતાઓ સોની થઇ જાય, અને ઉપનિષદો તથા વેદાંત સૂત્રોના મૂળ ગ્રંથો વાંચવા માટે સંસ્કૃતનો અભ્યાસ કરવા મંડી જાય, એવી હું આશા રાખતો નથી. હું એટલુંજ ઇચ્છું છું કે તેઓ થોડીક સુવર્ણની લુકી તથા લગડીઓ તરફ જુવે, જેથીકરીને ભવિષ્યમાં **હિમાલય** પર્વતથી તે **કુમારિકા** ભુશિર સુધીનો **હિંદુસ્થાન**નો નકશો તેમને ભુખરો તથા કાળો દેખાવાને બદલે ચકચકિત અને સુવર્ણમય દેખાય.

સંસ્કૃત એ સાધારણ રીતે માનવામાં આવેછે તેવી મુશ્કેલ ભાષા નથી. કેટલીક બાનુઓ પણ તે ભાષા ભણેલી છે. મારા ઓળખીતા એક તત્ત્વજ્ઞાનના અધ્યાપકે તો **હિંદુસ્થાન**નાં જૂદાં જૂદાં દર્શનોનો અભ્યાસ કરવા માટે સંસ્કૃત શીખવાની

પોતાની ફરજ લેખી છે.

### વેદાંતનો અભ્યાસ કરવા માટે પુસ્તકો.

ઉપાનષદો તથા વેદાંત સૂત્રોનો સંસ્કૃતમાંથી અંગ્રેજી અથવા જર્મન અથવા બીજી કોઇ અર્વાચીન ભાષામાં તરજુમો કરવો એ ખરેખર બહુ મુશ્કેલ છે. ઉપનિષદોના ઋષિઓ અથવા વેદાંત દર્શનના કુશાગ્ર બુદ્ધિવાળા તત્ત્વજ્ઞાનીઓના અર્થના સૂક્ષ્મ ભેદો સમજીને તેમનો બરોબર તરજુમો કરવામાં આપણને કેટલી બધી મુશ્કેલીઓ નડેછે તેથી આપણે સારી રીતે ડગલે ડગલે વિદિત થાઇએ છીએ. જો કે આપણે મૂળ ગ્રંથનો અર્થ સ્પષ્ટ રીતે સમજતા હોઇએ, તોપણ વારંવાર અંગ્રેજીમાં તેનો યથાર્થ ભાવાર્થ આપવો આપણને લગભગ અશક્ય માલૂમ પડેછે, તેમ છતાં સૌ અગત્યનાં ઉપનિષદોનો અંગ્રેજી તરજુમો કરવાનું મેં સાહસ ખેડયું છે, અને પૂર્વ દેશના ધર્મ ગ્રંથોની માળામાં પહેલા તથા પંદરમા પુસ્તકોમાં તે તરજુમો બહાર પાડયો છે. જ્યાં જ્યાં કેટલાંક ઉપનિષદોનો તરજુમો અગાઉ થઇ ગયો હતો, ત્યાં ત્યાં હું અગાઉના ભાષાન્તરકારોથી ઘણીવાર જૂદો પડયો છું, અને અલબત મારાથી જૂદા પડતા વિદ્વાનો પણ છે; કેટલેક સ્થળે આ વિદ્વાનોના વિચારથી ફાયદો થયોછે, અને કેટલેક સ્થળે તેઓએ તેમનું એવું અજ્ઞાન અને અપાત્રિત્વ દર્શાવ્યું છે કે તેમની નોંધ લેવાની, કે તેમના વિચારોનું ખંડન કરવાની મેં જરૂર વિચારી નથી. તોપણ મને શક નથી કે હવે પછીના ભાષાન્તર કર્તાઓને હજી બહુ કામ કરવાનું છે, અને જો તેઓ મૂળ ગ્રંથોના પાઠોમાં તાર્કિક સુધારા કરવા

મંડશે, તો ખાસ કરીને તેમની મહેનતમાં વધારો થશે. પ્રથમ જ્યારે તરજુમો કરવો મેં શરૂ કર્યો, ત્યારથીજ હું ધારતો હતો કે સંસ્કૃત પાઠમાં તાર્કિક સુધારા કરવાના કામથી બને તેટલું દૂર રહેવું જરૂરનું છે. અને જ્યાં જ્યાં **શંકરાચાર્ય** પોતાના ભાષ્યમાં અમુક પાઠ સ્વીકારે છે, ત્યાં ત્યાં તો ખાસ કરીને દૂર રહેવું. કેમકે **શંકરાચાર્ય**નું ભાષ્ય મોડામાંમોડું ઈ. સ. ૮૦૦માં લખાયેલું છે, અને ઉપનિષદોના ખરડાઓ, તે વખત જેટલા જુના, આપણને બિલકૂલ મળી આવતા નથી. અર્થમાં **શંકરાચાર્યના** અભિપ્રાયને અનુસરવું એને પણ મેં ઉત્તમ રસ્તો લેખ્યો છે. માત્ર જો તેનો અર્થ સ્પષ્ટ રીતે ખોટો અથવા કૃત્રિમ સાબીત થઇ શકે, અને દાખલા દલીલથી વધારે સારો અર્થ સ્થાપિત થઇ શકે, તોજ તેના અભિપ્રાયથી જુદા પડવું, નહીં તો નહીં. આ નિયમોને વળગીને મેં તરજુમો કર્યોછે. બધા પંડિતોને આ નિયમો કદાચ પસંદ ન પડે, પણ વેદાંત સૂત્ર ઉપરના **શાંકર–ભાષ્યના** ભાષાંતરકારોએ અને બીજા ખરેખર વિવેકી વિદ્વાનોએ આ નિયમો પસંદ કર્યા છે, અને તેમને મારૂં ભાષાન્તર ગ્રાહ્ય અને ઉપયોગી માલૂમ પડયુંછે તે જાણી મને ખુશી થાયછે.

**શંકરાચાર્યના** ભાષ્ય સહિત વેદાંત સૂત્રોનું સૌથી શ્રેષ્ઠ ભાષાન્તર **પ્રોફેસર થીબોએ** કર્યું છે, અને તે ઉપર કહેલી માળાના ૩૪મા અને ૩૫મા પુસ્તકોમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. **પ્રોફેસર થીબો** વેદાંત વિદ્યાના મધ્યબિંદુ **કાશી** અને **પ્રયાગમાંજ** રહ્યોછે. તેજ ગ્રંથનું **જર્મન** ભાષાન્તર કીલ

સરસ્વતી મંદિરના તત્ત્વજ્ઞાનના અધ્યાપક, **પ્રોફેસર ડયુસને** કર્યું છે. **શોપનહોરે** વેદાંત દર્શનનાં અલંકારિક ભાષામાં વખાણું કર્યાં હતાં માટે તે દર્શનનો અભ્યાસ કરવાના હેતુથીજ સંસ્કૃત વિદ્યાનો અભ્યાસ કરવાનો શ્રમ લેવામાં આ **પ્રોફેસર** જરા પણ પછાત પડયો નહોતો. આ તરજુમો એક વિદ્વાન તત્ત્વવેત્તાએ કરેલો છે એમ કહીએ તો ચાલે, અને તે એમ બતાવેછે કે જે પુરૂપ **પ્લેટો, એરિસ્ટોટલ, સ્પાઇનોઝા** અને **કૅંટના** દર્શનોથી પૂર્ણ વાકેફ હતો તેણે, પોતાના જીંદગીના કેટલાક ઉત્તમ વર્ષો વેદાંતના અભ્યાસમાં કાઢવાં, અને વેદાંત દર્શનના અદ્યાપિપર્યંત જીવતા પ્રતિનિધિઓને જાતે મળવાના હેતુથી **હિંદુસ્થાન**માં મુસાફરી કરવી એને કાલ-ક્ષેપ ગણ્યો નહોતો. આથી કરીને કદાચ જે લોકો **હિંદુસ્થાન**માંથી કાંઇ પણ સારી ચીજ આવવાની બાબતમાં હમેશાં શંકાશીલ રહેછે તેને ખાત્રી થશે કે પ્રાચીન **હિંદુ** દર્શનમાંથી આપણા પોતાના દર્શનને પણ કાંઇક ગ્રહણ કરવાનું છે. એક બાજુ **શોપનહોર, ડયુસન** અને એવા બીજા જર્મન મહા પંડિતો માનેછે કે સંસ્કૃત અને **હિંદુસ્થાન**ના ધર્મ અને પુરાણોના અભ્યાસથી શબ્દ શાસ્ત્ર, ઇશ્વર શાસ્ત્ર અને પુરાણ શાસ્ત્ર જન્મ પામ્યાં છે, તેવીજ રીતે વેદાંતના અભ્યાસથી તત્ત્વજ્ઞાનનું પુનરદીપન થશે; તેમ બીજી બાજુથી મારે નિખાલસપણે કહેવું જોઇએ કે કેટલાક વેદાંત દર્શનને કેવળ બકવાદ ગણી કાઢેછે, અને તેને તત્ત્વજ્ઞાનના ગંભીર અભ્યાસીઓને બિલકુલ ધ્યાન આપવા જોગ ગણતા નથી. હવે આ બે બાજુ સાંભળીને તમારે

તમારા પોતા માટે વિચાર કરવાનો છે. પણ તમારે યાદ રાખવું કે કોઇ પણ દર્શન કોઇ દોદડાહ્યાના હાથે "કેવળ બકવાદ" નો ઇલ્કાબ પામ્યા વિના રહ્યું નથી. કેટલાક લોકોની નજરમાં સર્વદર્શનો બકવાદ અથવા છેક ગાંડપણ લાગેછે, અને બીજાઓ તેને "ઇશ્વરી ઘેલછા" કહેછે.

વેદાંત ઉપર બીજાં કેટલાંક કિમ્મતી પુસ્તકો છે. વેદાંતસાર નામના અર્વાચીન ગ્રંથનો કર્નલ જેકોબે તરજુમો કર્યો છે. કેટલાક બીજા ગ્રંથોનો "પંડિત" નામના માસિક ગ્રંથોમાં પ્રોફેસર વેનિસે તરજુમો કર્યોછે. કોલબ્રુકે હિંદું તત્ત્વજ્ઞાન વિષે ઘણાં વર્ષો પહેલાં નિબંધો લખ્યા હતા, અને તે હજી પણ બહુ શિક્ષણીય છે. પ્રોફેસર ગાફના ઉપનિષદ્ ઉપરના નિબંધો પણ ધ્યાનપૂર્વક વાંચવા યોગ્યછે. અલબત, જે લાગણીથી તે લખાયા છે તેની સાથે આપણે મળતા આવીએ એમ નથી. મારા જુના મિત્ર નીલકંઠ શાસ્ત્રી ઘોરે (જે ખ્રિસ્તિ ધર્મમાં વટલી ગયો હતો અને પુનામાં તે ધર્મના ઉપદેશક તરીકે કામ કરતો હતો તેણે) "હિંદુ દર્શનોનું બુદ્ધિપૂર્વક ખંડન" એ નામનો ગ્રંથ લખ્યો છે તેને પણ તેજ ટીકા લાગુ પડેછે. આ ગ્રંથનો હિંદી ભાષામાંથી અંગ્રેજીમાં કલકત્તાના દાકતર ફીટ્ઝ એડવર્ડ હોલે સને ૧૮૬૨માં તરજુમો છપાવ્યો છે. આ ગ્રંથમાં વિદ્વત્તા અને નિખાલસતા જોવામાં આવેછે ખરી, પણ તે ચોખી વિરૂદ્ધ લાગણીથી લખાયેલો છે.

### સમાનતા. સ્પાઇનોઝાનો "વિષયી" મત.

જો કે આપણા માંહેના ઘણાખરાને પ્રથમ વેદાંત દર્શન વિચિત્ર ભાસ્યું હશે, તોપણ તે **યુરોપીય** તત્ત્વજ્ઞાનનાં મોટાં દર્શનોને કેટલીક બાબતમાં અજાયબ રીતે મળતું આવેછે એમ તમને જણાયા વિના રહ્યું નહીં હોય. ઉપનિષદો અને **શંકરાચાર્ય** જેને બ્રહ્મ કહેછે તે અને **સ્પાઇનોઝા** જેને "વિષયી" કહેછે તે એકજ છે. જે પોતેજ છે અને પોતાથીજ પ્રમેય છે તે વિષયી એવી વ્યાખ્યા **સ્પાઇનો**ઝા આપેછે. તેના મત પ્રમાણે તે અપરિમિત, અભેદ્ય, એક, સ્વતંત્ર ને નિત્ય છે, અને તેવીજ રીતે **શંકરાચાર્ય**ના બ્રહ્મને ઉપનિષદોમાં અજ, અક્ષય, અમર, અખંડ, નિષ્કર્મ, શાન્ત ને દોષ રહિત કહ્યું છે. પણ **સ્પાઇનોઝા**ના મત પ્રમાણે વિષયી ઇશ્વરની પદ્દી ધારણ કરેછે. હવે શંકરને જો પૂછવામાં આવે કે બ્રહ્મ ઇશ્વર છે કે કેમ ત્યારે જવાબમાં તેને હા ને ના બન્ને કહેવી પડશે. બ્રહ્મ સૃષ્ટિનાં આદિ, સ્થિતિ ને નાશનું સર્વજ્ઞ અને સર્વશક્તિમાન કારણ છે એમ **શંકરાચાર્ય** કહેછે ખરા, પણ તે દૃશ્ય અને સત્ય સૃષ્ટિ વચ્ચે, દૃશ્ય અને સત્ય ઇશ્વર વચ્ચે તફાવત બતાવે છે. આ તફાવત બહુ અગત્યનો છે. તેના મત પ્રમાણે સગુણ અને નિર્ગુણ (પર અને અપર) બ્રહ્મ છે. સગુણ બ્રહ્મને માનુષ ભાષામાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ જે વિશેષણ હોય તે આપવામાં આવેછે; પણ નિર્ગુણ બ્રહ્મનાં વખાણ થઇ શકે નહીં, તેને વિશેષણ લાગુ પડે નહીં. બીજા ધર્મમાં જે ઉત્તમ વિશેષણ ઇશ્વરને આપવામાં આવ્યું હોય તે બહુ જોગ નથી, જેણે

હજારો વર્ષ પહેલાં દુનિયા બનાવી ને જે પોતે તેના હમેશ માટે રાજ્યકર્તા થયા તેવા ઐતિહાસિક પુરૂષ તરીકે જે ઇશ્વરની લોકો કલ્પના કરેછે તે ઇશ્વર શંકરાચાર્યના મત પ્રમાણે કેવળ દૃશ્ય છે, એટલે કે તે સત્ય પણ અવિદ્યાના પડદાની પાછળ સંતાઇ રહેલું બ્રહ્મ છે. પ્રથમ દર્શનિક રીતે ઈશ્વર વિષે આ અદ્ભુ નીચો મત લાગે, પણ જો બરાબર સમજવામાં આવે તો ખરેખર ઉચામાં ઉચો અને સાચામાં સાચો મત છે. કેમકે દૃશ્યનો અર્થ કાંઇ તદ્દન ખોટો અને અસત્ય થતો નથી, બ્રહ્મ અપ્રમેય અને અવાચ્ય હોવાથી મનુષ્ય બુદ્ધિને તેનો બરાબર ખ્યાલ થઇ શકે નહીં, પણ મનુષ્ય બુદ્ધિથી માત્ર દૃશ્ય ઇશ્વર (બ્રહ્મ) કલ્પી શકાય, અને તેથીકરીને તે સત્ય ઇશ્વર છે. વ્યવહાર માટે, ધર્મ અને નીતિ માટે દૃશ્ય ઇશ્વર બસ છે. માત્ર તત્ત્વજ્ઞાનીઓ માટે, વેદાંતીઓ માટે, શ્રેષ્ઠ સત્યની જરૂર છે. તેમને માટે વિષયી—બ્રહ્મ અને વિષય-દુનિયાના ખુલાસાની જરૂર છે. વિષય અને વિષયીની ઉપાધીઓ જ્યાં સુધી અનુભવમાં તેવીને તેવી રહેછે, ત્યાં સુધી દૃશ્ય દુનિયા સત્ય છે એમ ભાસેછે. દૃશ્ય દુનિયાની પાછળ જે લોકો ખરી સત્યતા જોઇ શકતા નથી તેમને તો દૃશ્ય દુનિયા સત્યજ ભાસેછે, અને તેઓની નજરમાં તો ઇંદ્રિયોના પડદાની પાછળ તત્ત્વવેત્તા જે ખરી દુનિયા સ્થાપિત કરેછે તે તદ્દન ખોટી અને કેવળ કલ્પિત જણાય છે. વેદાંતીઓ કહેછે કે ભલે તેમ હો. જે લોકો દૃશ્ય દુનિયા અને દૃશ્ય ઇશ્વર માનેછે તેમની તેઓ નિંદા કરતા નથી. તેઓ જાણેછે કે આ લોકોની આખરે આંખ ઉઘડશે, અને હાલ

જોકે તેઓ ઇશ્વરની અજ્ઞાનતાથી ઉપાસના કરેછે તોપણ તેઓ ઇશ્વરની, ખરા ઇશ્વર–બ્રહ્મની ઉપાસના કરેછે.

### સત્યના ભિન્ન ભિન્ન અર્થો.

સત્ય શબ્દના જેટલા અર્થ થાયછે તેટલા થોડાજ શબ્દના થતા હશે, અને તેના અર્થમાં જેટલા મોટા ફેરફાર થયાછે તેવા બીજા શબ્દના અર્થમાં ભાગ્યેજ થયા હશે. એમ છતાં પણ દરેક સાચા શોધક માટે માત્ર એકજ સત્યતા હોઇ શકે. જેમ સત્ય જાણ્યા વિના કોઇ પણ ચીજને અસત્ય કહી શકીએ નહીં, તેવીજ રીતે અસત્ય જાણ્યા વિના કોઇ પણ ચીજને આપણે સત્ય કહી શકીએ નહીં. આ પ્રમાણે દુનિયાનાં ઘણાં માણસોને દશ્ય દુનિયા પૂર્ણ રીતે સત્ય ભાસેછે, તેથી ઉંચું સત્ય તેઓ જાણતા નથી. વેદાંતીઓ જેને સગુણ બ્રહ્મ અથવા ઈશ્વર કહેછે, તેજ તેમને મન સત્ય અને ખરો [1]ઇશ્વર છે. પણ દશ્ય દુનિયા માત્ર દશ્ય છે, અને સગુણ બ્રહ્મ માત્ર સગુણ છે, અને આ આભાસોની પાછળ કાંઇ પણ સત્ય હોવું જોઈએ એવું વખત આવતાં જ્ઞાન થાયછે. આને વેદાંતીઓ સત્ય બ્રહ્મ તથા પરમાત્મા કહેછે. શંકરાચાર્ય,

---

૧ આવોજ વિચાર એક અર્વાચીન તત્વવેત્તાએ જરાક ક્લિષ્ટ ભાષામાં નીચે મુજબ દર્શાવ્યો છે; "આપણા અનુભવમાં આવેલી સત્યતા એ ખરી સત્યતાનીજ ઉપાધિયુક્ત અસર છે, અને અસરજ હોઈ શકે. પણ આ ઉપાધિયુક્ત અસર તેના ઉપાધિરહિત કારણની સાથે અભેદ સંબંધ રાખેછે, અને જ્યાં સુધી ઉપાધિઓ પ્રવર્તે છે ત્યાં સુધી તે પણ પ્રવર્ત્તે છે, અને તેથી તે, ઉપાધિજનક અનુભવ માટે, તેટલીજ સત્યછે." (થીઓસોફી, પા. ૩૨૨). જુઓ વળી ડયુસન કૃત વેદાંત દર્શન પા. ૫૯. ટીકા

કહેછે કે આ બ્રહ્મની જો કે અજ્ઞાનતાથી ઉપાસના કરવામાં આવેછે તોપણ આપણા અપૂર્ણ વિચારોથી તેના ઉપર કાંઇ અસર થતી નથી. જેમ સૂર્ય, તેના ઉપર થઇને ચાલ્યા જતાં વાદળાંથી ભ્રષ્ટ થતો નથી, તેમ બ્રહ્મ આપણા અજ્ઞાનથી ભ્રષ્ટ થતું નથી. બલકે આપણે વેળાસર સમજવું જોઇએ કે જેવી રીતે વાદળાંથી ઢંકાયેલો હોવા સિવાય બીજે વખતે સૂર્ય મનુષ્ય આંખથી જોઇ શકાતો નથી, તેવીજ રીતે મનુષ્ય ભાષા અને મનુષ્ય વિચારના પડદા પાછળ હોવા સિવાય બીજી રીતે ઈશ્વર મનુષ્ય મનથી કલ્પી શકાતો નથી. તેટલા માટે સગુણ બ્રહ્મ અગુણ બ્રહ્મજ છે, માત્ર તે અવિદ્યાથી જરાવાર ઢંકાયેલો છે.

### અવિદ્યા અને માયાનું લક્ષણ.

અવિદ્યા એટલે આપણું પોતાનું-વ્યક્તિનું અજ્ઞાન નહીં, પણ મનુષ્ય સ્વભાવમાં સહજ રહેલું અજ્ઞાન, બલકે સામાન્ય સર્વવ્યાપક શક્તિ, અથવા, પ્રકાશમાં અવશ્ય રહેલું અંધારૂં; જેથીકરીને આ દૃશ્ય દુનિયા આપણને જેવી જોઇએ છીએ તેવી દેખાયછે તે. આ કારણથી અવિદ્યાને માયાનું ઉપનામ આપવામાં આવ્યું. માયાનો મૂળ અર્થ શક્તિ-આખી દુનિયાનું ઉત્પાદક કારણ હતો. આ માયા શબ્દનો તરતજ ભ્રમ, મોહ, કપટ એવો અર્થ થયો એટલુંજ નહીં, પણ માયાને એક જાતની પૌરાણિક દેવીનું રૂપ આપવામાં આવ્યું. વેદાંત મતનો આ ખરેખર પાછળનો વિસ્તાર છે, અને જો કે તેની વિરૂદ્ધ ગમે તે લખવામાં આવ્યું હોય તોપણ હું ધારૂંછું કે કોલબ્રુક

સસ કહેછે કે "આ ચપલ દુનિયા કેવળ માયાછે, અને જાગૃત શખ્સના અનુભવમાં જે કાંઇ આવેછે તે બધું તેની કલ્પનામાં ઉઠેલું સ્વપ્ન છે એટલુંજ નહીં પણ દરેક દેખીતી ચીજ ખોટી છે અને સર્વ સ્વપ્નવત્ છે—એ મત વેદાંત સૂત્રનો મત નથી."

## માયા વિષે કોલબ્રૂકનો મત.

કોલબ્રૂકનું કહેવું પહેલેથી છેડા સુધી ખોટું છે એમ જેઓ હિમ્મતથી બોલેછે તેઓ કોલબ્રૂકનો અર્થ સમજ્યા હોય એમ લાગતું નથી. પ્રથમ આપણે ખરી હકીકત તપાસીએ. માયા શબ્દ અવિદ્યાના અર્થમાં મુખ્ય ઉપનિષદોમાં કોઇ પણ ઠેકાણે જોવામાં આવતો નથી. પ્રથમ તે શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં દેખાયછે. આ ઉપનિષદ્ એક જૂદીજ તરેહનું છે, અને તેવાત બહુ અગત્યની છે, અને કર્નલ જેકોબ તેને અનુમોદન આપેછે તેથી આપણે તે વાત હિમ્મતથી જાહેર કરી શકીએ છીએ. માત્ર એકજ ઠેકાણે માયા શબ્દ બહુવચનમાં વપરાયેલો છે, અને તે બૃહદારણ્ય ઉપનિષદ્ ૨, ૫, ૧૯માં, પણ આ તો ઋગ્વેદ ૬, ૪૭, ૧૮માંથી ઉતારો કરેલો છે, અને તે ઉપરથી, જણાયછે કે માયા શબ્દ શક્તિના અર્થમાં વેદાંતની ભાષામાં વપરાવા લાગ્યો. સમાસ શબ્દોમાં પણ માયાનો અર્થ સાધારણ રીતે શક્તિ થાયછે. માત્ર પાછળના ઉપનિષદોમાં તે અવિદ્યાને બદલે વપરાતો થયોછે. વેદાંતમાં આપણને બે જાતના ભ્રમ વચ્ચે તફાવત સમજવાની વખતોવખત ચેતવણી આપવામાં આવીછે. જ્યારે આપણે દોરડાને ઠેકાણે સર્પ જોઇએ છીએ

ત્યારે આ ભ્રમની પાછળ કાંઇ પણ ખરી વસ્તુ છે, પણ જ્યારે તાવના આવેશમાં કોઇ માણસ હું ભૂત જોઉછું એમ ધારે ત્યારે તે ભ્રમની પાછળ કાંઈ પણ વસ્તુ નથી, કાંઇ પણ ખરું ભૂત નથી. કોલબ્રૂકનો કહેવાનો હેતુ માત્ર એટલોજ છે કે દુનિયા કેવળ માયાછે, ભ્રમછે, સ્વપ્નું છે, કાંઇ છે નહીં—એ મત ઉપનિષદોમાં છે નહીં, તેમજ મૂળ વેદાંત તત્ત્વજ્ઞાનમાં પણ નથી, અને આ કોલબ્રૂકનું કહેવું વાસ્તવિક છે. દુનિયા માયા અથવા ભ્રમ સિવાય બીજું કશું નથી, એ મત **બૌદ્ધોનો** અથવા **શૂન્યવાદીઓનો** એટલે કે સર્વ શૂન્ય છે એમ માનનારાઓનો મતછે એમ **શંકરાચાર્ય** કહેછે.

શું અનન્ય સંબંધે સત્યછે અને શું અન્ય સંબંધે સત્ય છે તે વચ્ચેનો તફાવત કેટલાક વેદાંતીઓ પણ સમજી શક્યા નહોતા એ વાત ખરીછે, અને તેટલાજ માટે તેઓને **પ્રચ્છન્ન બૌદ્ધ** એવું ઉપનામ આપવામાં આવ્યું હતું. પણ ખરા વેદાંતીઓ હમેશાં માનતા હતા કે અન્ય સંબંધે જે સત્ય હતું તેની પાછળ અનન્ય સંબંધે હોઇ શકે તેવું સત્યછે, દૃશ્ય દુનિયાની પાછળ બ્રહ્મરૂપી પૂર્ણ સત્યછે, અને સૃષ્ટિના સરજનહાર સગુણ ઇશ્વર એટલે કે સર્વ માનુષ્ય ગુણથી છેક મુક્ત નહીં એવા ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખવી અને તેની અજ્ઞાનપણે ઉપાસના કરવી એ ખરા ઇશ્વર, નિત્ય બ્રહ્મ, સર્વ વસ્તુના અપ્રમેય અને અવાચ્ય કારણ ઉપર શ્રદ્ધા રાખવા તથા તેની ઉપાસના કરવા બરાબર છે.

## વેદાંત વિષે સર ડબલ્યુ જોન્સનો મત.

**કોલબ્રૂકની પેઠે સર વિલ્યમ જોન્સ** પણ પ્રાચીન વેદાંત જ્ઞાનનું ખરૂં તાત્પર્ય સમજ્યો હતો. તે લખેછે કેઃ "વેદાંત દર્શનનો મુખ્ય સિદ્ધાંત એ, વસ્તુના એટલે કે કઠણતા, અપ્રવેશ્યતા, અને પ્રસ્તૃત આકૃતિના અસ્તિત્વની ના પાડવામાં સમાયેલો નહોતો (આની ના પાડવી એ તો ગાંડપણ ગણાય); પણ તત્સંબંધે લૌકિક વિચાર સુધારવામાં સમાયેલો હતો; તથા માનસિક અનુભવની બહારનું, વસ્તુનું કાંઇ પણ લક્ષણ નથી, અસ્તિત્વ અને અનુભવ એકજ અર્થવાચક શબ્દો છે, બહારનો દેખાવ ભ્રમ છે અને જો તેમનું રક્ષણ કરતી ઇશ્વરી શક્તિ થોડીવાર પણ અટકાવવામાં આવે તો તેઓ શૂન્યમય થઇ જાય-એમ દર્શાવવામાં સમાયેલો હતો. આજ મત **એપીકારમસ** અને **પ્લેટોએ** ગ્રહણ કર્યો જણાય છે, અને હાલના સૈકામાં પણ તેજ મત ઘણી ખુબીથી સ્થાપિત કરવામાં આવ્યોછે; પણ તેને લોકો બિલકુલ પસંદ કરતા નથી, કારણકે તે મત ખોટી રીતે સમજવામાં આવ્યોછે, કેમકે કેટલાક અપ્રિય લેખકોએ ખોટી દલીલો કરી તેનો ગેર ઉપયોગ કર્યોછે. આ લેખકો ઇશ્વરમાં નીતિ ગુણોછે એમ માનતા નથી એમ કહેવામાં આવેછે. હવે ઇશ્વરની સર્વ વ્યાપકતા, ડહાપણ અને ભલમનસાઇ એ **હિંદુ** તત્ત્વજ્ઞાનનો પાયોછે." (ગ્રંથાવલિ, ૧, પા. ૨૦, ૧૨૫, ૧૨૭).

જે સહનશીલતા **હિંદુસ્થાનના** ધર્મમાં સામાન્ય રીતે આપણને માલૂમ પડેછે તેજ સહનશીલતા આપણે વેદાંત

દર્શનમાં પણ જોઇએ છીએ. તેનું કારણ મારી માન્યતા પ્રમાણે આપણા દૃશ્ય અનુભવમાં સમાયેલું અન્ય સંબંધી સત્ય જોવું એ છે. જેમ ભગવદ્ગીતામાં ભગવાન્ કહેછે કે "જેઓ મૂર્તિની પૂજા કરેછે તેઓ પણ મારી પૂજા કરેછે," તેવીજ રીતે વેદાંત દર્શનમાં પણ બ્રહ્મ એમ કહી શકે કે "જેઓ ઉસ્તાદી કારીગર તરીકે અથવા રાજાધિરાજ તરીકે દેહી ઈશ્વરની પૂજા કરેછે, તેઓ પણ મારી પૂજા કરેછે અથવા તો મને ઉદ્દેશીનેજ તેમ કરેછે."

તત્ત્વજ્ઞાનના વિષયમાં તેમજ ધર્મના વિષયમાં આ અગત્યનું વિવેચન છે. ·

### બે બ્રહ્મ એકજ છે.

આપણે સમજી શકીએ છીએ કે જ્યારે એકજ શબ્દ બ્રહ્મ, અગુણ અને સગુણ બ્રહ્મ અથવા નિરૂપાધિક અને સોપાધિક આત્મા એવા જૂદા જૂદા અર્થમાં વપરાતો હતો, ત્યારે ઘણીવાર ગેરસમજ થવાનું મોટું જોખમ રહેલું હોવું જોઇએ. તેટલા માટે ઉપનિષદોનાં ઘણાખરાં વાક્યોમાં બેમાંથી કયો અર્થ ગ્રંથકર્તાઓના મનમાં હતો તે બતાવવા માટે શંકરાચાર્યને પોતાના પુસ્તકનો મોટો ભાગ રોકવો પડ્યોછે છેવટે તે પોતાને પ્રશ્ન કરેછે કે (૪, ૩, ૧૪): "શું ત્યારે બે બ્રહ્મ છે, એક પર અને બીજું અપર?" જવાબમાં તે લખેછે કે "ખરેખર, બેછે." અને તે પ્રમાણે આપણે એક ઉપનિષદ્માં વાંચીએ છીએ (પ્રશ્ન ૧, ૨): "ઓમ્ એ અક્ષર પર તેમજ અપર બ્રહ્મ છે. ત્યારે શું પર બ્રહ્મ અને શું અપર બ્રહ્મ?" જવાબમાં

તે લખેછે કે જ્યારે ઉપનિષદોમાં બ્રહ્મનું વર્ણન, અવિદ્યાથી ઉત્પન્ન થયેલાં નામ અને રુપના બધા તફાવતો બાદ કર્યા બાદ, નકાર વાચક શબ્દોમાં કરેલું હોય—ત્યારે તેને પર બ્રહ્મ સમજવું. પણ જ્યારે તેનું બ્યાન નીચેના શબ્દોમાં કરવામાં આવ્યું હોય (છાંદો. ૩, ૧૪, ૨)–એટલે કે તે બુદ્ધિમાન છે અને તેનું શરીર આત્માનું બનેલું છે, તેનું શરીર પ્રકાશ છે, અને માત્ર ઉપાસના માટે કોઈ પણ ખાસ નામ અને રુપથી તે પ્રસિદ્ધ છે—ત્યારે તે અપર બ્રહ્માછે એમ સમજવું."

પણ એમ હોય તો પછી બ્રહ્મ અદ્વિતીય છે એ વાક્ય (છાંદ. ૬, ૨, ૧) ખોટું પડે. શંકર કહેછે કે "નહીં, ખોટું ન પડે, કેમકે આ સર્વ અવિદ્યાથી ઉત્પન્ન થયેલો નામ અને રૂપનો બ્રમ છે." ખરૂં જોતાં બે બ્રહ્મ એકજ છે, એક પ્રમેય છે, બીજું અપ્રમેય છે, એક દશ્ય અથવા સગુણ છે, ને બીજું અનન્ય સંબંદ્ધે પણ સસછે.

શંકરાચાર્યે અહીં જે તફાવત બતાવ્યો છેતે બહુ સ્પષ્ટ છે. ઉપનિષદોના કવિઓએ તો પર અને અપર બ્રહ્મ વચ્ચે દરેક સ્થળે આમ સાફ રીતે તફાવત બતાવ્યો નથી, પણ શંકરાચાર્યને પોતાના ભાષ્યમાં વખતો વખત ઉપનિષદોનો સ્વાભાવિક અર્થ સમજાવવો પડેછે, અને કેટલીકવાર મચરડીને બંધબેસ્તો કરવો પડેછે. દાખલા તરીકે, મર્ણ પછી જીવાત્મા બ્રહ્મામાં પાછો આવશે એનું વર્ણન ઉપનિષદોનાં ઘણાં વાક્યોમાંછે; આ વાક્યો સમજાવતી વખતે શંકરાચાર્ય દરેક સ્થળે બ્રહ્માનો અર્થ સોપાધિક અથવા અપર (સગુણ) બ્રહ્મા કરેછે. તેના કારણમાં તે કહેછે કે "જે

જીવાત્માએ પરબ્રહ્મનું જ્ઞાન મેળવ્યું છે તેને મરણું સંભવે નહીં, તેનું બ્રહ્મમાં પાછું આવવું સંભવે નહીં." **શંકર** હિમ્મતથી કહેછે કે તે આત્મા "બ્રહ્મ હોવાથી બ્રહ્મ થાયછે," એટલે કે આત્મજ્ઞાન થવાથી, પોતે શુંછે અને હમેશાં શું હતો તે જાણવાથી, બ્રહ્મ થાયછે. અવિદ્યાનો નાશ થવાથી તેજ ઉત્પન્ન થાયછે, અને તે તેજમાં જીવાત્મા અને પરમાત્મા પોતાની નિત્ય ઐકયતામાં પ્રકાશી નીકળે છે. પરમ સત્યને આપણે જોયા પછી પરમ બ્રહ્મ અને જીવાત્મા વચ્ચે તફાવત રહેતો નથી (વેદાંતસૂત્ર, ૧, ૪, ૧, પા. ૩૩૭). કદાચ શરીર પોતાને વળગેલી બધી ઉપાધિઓ સહિત, જ્ઞાનના તેજના દેખાયા પછી પણ, થોડીવાર ચાલુ રહે, પણ મૃત્યુ આવશેજ અને તાત્કાલિક સ્વતંત્રતા અને પૂર્ણ શ્રેય લાવશેજ; અને સારાં કૃત્યો કરવાથી જેઓ સ્વર્ગમાં ગયા હોય તેમને પરમ જ્ઞાન મળતાં સુધી ત્યાં પણ રોકાવું પડશે, અને પછી પોતાના સ્વભાવમાંજ, પોતાની ખરી સ્વતંત્રતામાંજ એટલે કે બ્રહ્મ સાથેની પોતાની ખરી એકતામાંજ તેઓ પાછા મળી જશે.

## ઉપનિષદોમાં વેદાંતનાં બીજો.

વેદાંત દર્શનના આ વિચારો કેવા ગહન છે તેનો જ્યારે આપણે ખ્યાલ કરીએ છીએ, ત્યારે **શંકરાચાર્ય** તે બધા વિચારો અથવા તો તેમનાં મૂળ પ્રાચીન ઉપનિષદોમાં કેવી રીતે શોધી કાઢેછે એ જાણવું બહુ આનંદદાયક થાયછે. બાઇબલના વાકયોનો કેવી રીતે અર્થ થતો, અથવા પ્રચલિત શબ્દોમાં કહીએ તો વ્યાખ્યાનોમાં તેઓમાં કેવી રીતે સુધારો

હતો, તેનું શંકરાચાર્ય કેટલીકવાર આપણને સ્મરણ કરાવે છે તે ખરૂં; તોપણ વેદાંતીઓના ઘણાખરા ગહન વિચારોનાં બીજ ખરેખર ઉપનિષદોમાં રોપાયેલાં છે એ વાતની આપણે ના પાડી શકતા નથી. અલબત તે પ્રાચીન ગ્રંથોમાં શુદ્ધ અને સંબદ્ધ પરિભાષા નથી, અને તેમની પદ્ધતિ સિદ્ધાંતની વ્યાખ્યા આપવાની છે પણ તેમને સ્થાપિત કરવાની નથી. દાખલા તરીકે બ્રહ્મની પ્રચલિત કલ્પના ઉપનિષદોમાં ખરેખર પૈરાણિક છે. તે માત્ર હિરણ્યગર્ભ છે એટલુંજ નહીં, પણ તે સૂર્યમાં સોનેરી દાઢીવાળો, સોનેરી વાળવાળો, પોતાના નખની છેક અણી સુધી તદ્દન સોનેરી દેખાય છે, અને તેની આંખો કમળ જેવી કાળી છે (છાંદ. ૧, ૬, ૬). તોપણ શંકરાચાર્યની નજરમાં, આ સર્વ સત્ય બ્રહ્મનો માત્ર દૃશ્ય બહિર્ભાવ છે, અને તેના વિષે તેજ ઉપનિષદો કહેછે કે "રે મિત્ર, આ અવિનાશી (બ્રહ્મ) નથી સ્થૂળ કે નથી સૂક્ષ્મ[1], નથી લઘુ કે નથી દીર્ઘ, નથી (અગ્નિ પેઠે) રક્ત કે નથી (પાણીની પેઠે) પ્રવાહી; તે છાયા રહિત, અંધકાર રહિત, હવા વિનાનું, આકાશ વિનાનું, સ્નેહ રહિત, ચક્ષુ રહિત, કર્ણ રહિત, વાચા વિનાનું, મન વિનાનું, તેજ રહિત, શ્વાસ રહિત, મુખ રહિત, માપ રહિત, અંદર કે બહાર વિનાનું[2] છે." અને આ નકારની પદ્ધતિ અથવા ખરૂં કહીએ તો સંવિક્તતા, એટલે સુધી અગાડી

---

૧ बृह. आर. ३, ८, ८.

૨ ડયુસન વેદાંત દર્શન, પા. ૧૪૬, સૂત્ર ૧, ૧, ૫.

વધેછે કે, આખરે પુષ્પનું દરેક પાન ચૂંટી લેવામાં આવેછે, અને માત્ર સંપુટ અથવા બીજ, અપ્રમેય બ્રહ્મ, પરમાત્મા રહેછે. "તે જુવેછે, પણ દેખાતો નથી; તે સાંભળે છે, પણ સંભળાતો નથી; તેને સર્વ પ્રત્યક્ષ છે, પણ તે કોઇને પ્રત્યક્ષ નથી; એટલુંજ નહીં, પણ બ્રહ્મ સિવાય બીજું કોઇ પણ દુનિયામાં જોતું નથી કે સાંભળતું નથી, અને તેને કાંઇ પ્રત્યક્ષ થતું નથી તેમજ જ્ઞાન પ્રાપ્ત થતું નથી."

ઉપનિષદોમાં એમ કહેવામાં આવ્યું હોય કે બ્રહ્મ સૂર્યમાં રહેલું તેજ છે, તો વેદાંતીએ તે ખરૂં છે એમ સમજવું, કેમકે સર્વ વ્યાપી બ્રહ્મ સિવાય તે તેજ બીજું શું હોઇ શકે? બ્રહ્મ સર્વ રીતે તેજ છે એમ જોકે આપણે ન કહી શકીએ, તોપણ તેજ બધી રીતે બ્રહ્મ છે. બ્રહ્મ વિષે તત્ત્વજ્ઞાનની ભાષામાં જો કોઈ પણ શબ્દથી કાંઇ પણ ખ્યાલ આપી શકાય તો તે શબ્દ તેજ છે, ચૈતન્ય તેજ એટલે કે જ્ઞાન છે. અને તે પ્રમાણે આપણે મુણ્ડક ઉપનિષદ્ (૬, ૨) માં વાંચીએ છીએ. "આ તેજોનું તેજ છે; જ્યારે તે પ્રકાશે છે ત્યારે સૂર્ય પ્રકાશતો નથી, ચંદ્ર તથા તારાઓ પ્રકાશતા નથી, વીજળી પ્રકાશતી નથી, તેમજ આ અગ્નિ પણ પ્રકાશતો નથી. જ્યારે બ્રહ્મ પ્રકાશે છે, ત્યારે તેની પાછળ દરેક ચીજ પ્રકાશે છે, તેના તેજથી આખી દુનિયા ઉજ્વળ થાયછે." ચૈતન્ય તેજ'એ બ્રહ્મને લાગુ પાડેલું જ્ઞાન ઉત્તમ રીતે સૂચવે છે. [1]ટોમસ એક્વીનસ

[1] યુરોપના ઇતિહાસના મધ્ય કાળમાં તે એક તત્ત્વવેત્તા થઇ ગયો.
ઉ. ભ. શુ.

ઈશ્વરને બુદ્ધિમાન્ સર્વ કહેછે એ વાત પ્રસિદ્ધ છે. કેમકે જો કે કેવળ માનુષ્ય ગુણોમાંનો એક પણ બ્રહ્મને લાગુ પાડી શકતો નથી, તોપણ જ્ઞાન અને તે પણ બાહ્ય વિષય વિનાનું જ્ઞાન. તેને લાગુ પડી શકેછે.

### બ્રહ્મ જ્ઞાન.

માનુષ્ય વિશેષણમાંથી માત્ર જ્ઞાનનેજ બધા ધર્મો પરમેશ્વરને લાગુ પાડેછે; પણ તેમ કરવામાં આ વાત ભૂલી જવામાં આવીછે કે માનુષ્ય જ્ઞાન પોતાની ઉંચામાં ઉંચી શ્રેષ્ઠતાએ પહોંચ્યું હોય, તોપણ તે અપૂર્ણ છે, અને તેથી પોતાની ઉત્તમ શોભામાં હોવા છતાં પણ પ્રભુર યોગ્ય નથી. સર્વ માનુષ્ય જ્ઞાનમાં નિશ્ચેષ્ટતા હોયછે, અને તે ઈશ્વરને લાગુ પડી શકે નહીં. વેદાંતીઓ બ્રહ્મને સર્વજ્ઞ કહેછે, પણ **સાંખ્ય** દર્શનમાં તે સામે એવો વાંધો લેવામાં આવ્યોછે કે આ ગુણ દેવને અસંત માનુષ્ય ધર્માશ્રિત બનાવી દેછે. **સાંખ્યવાદીઓ** એવી દલીલ કરેછે કે "જો તમે બ્રહ્મને સર્વજ્ઞત્વ એટલે કે સર્વ વસ્તુનું જરૂરી જ્ઞાન લાગુ પાડો તો તમે તેને જ્ઞાન પ્રાપ્ત કરવાની ક્રિયા સંબંધે વિષય આશ્રિત કરી દોછો; જેમ આપણને ગમે યા ન ગમે તોપણ જોયા વિના ચાલતું નથી તેમ તેને જાણ્યા વિના ચાલી શકે નહીં; પણ આ વિશેષણ બ્રહ્મ માટે યોગ્ય કહેવાય નહીં." ખરેખર આ બહુ સૂક્ષ્મ શંકા છે, પણ વેદાંતીઓ તેનો નીચે મુજબ હિમ્મતથી જવાબ આપેછે: "જો કે સૂર્યની ગરમી તથા તેજ નિત્ય છે, છતાં જ્યારે આપણે કહીએ છીએ કે 'તે પ્રકાશે છે, તે ગરમી આપેછે' ત્યારે તેને સ્વતંત્ર

તરીકે વર્ણવામાં આવેછે." પણ સાંખ્યવાદી આટલાથી સંતોષ પામી બેસી રહેતો નથી. તે એવો રદીઓ આપેછે કે "સૂર્યને પ્રકાશવાના તથા ગરમ કરવાના વિષયો છેજ, પણ આ દુનિયાના સરજવા પહેલાં બ્રહ્મ જેના ઉપર પ્રકાશી શકે, જેને જોઇ શકે અથવા જાણી શકે એવો કાંઈ પણ વિષય હોઈ શકે નહીં." હવે આ સ્થળે વેદાંતીનો જવાબ બહુ અગત્યનો થઇ પડેછે. તે કહેછે કે "પ્રથમ તો સૂર્યને પ્રકાશવાનો કોઇ પણ વિષય ન હોય તોપણ તે પ્રકાશશેજ. પણ બીજી રીતે પણ, આ દુનિયા સરજવામાં આવી તે પહેલાં બ્રહ્મ હતું અને તેને હમેશાં જાણવા તથા વિચારવા માટે કાંઈ પણ હતું."

**બ્રહ્મ જ્ઞાનના વિષયો તરીકે નામ અને રુપ.**

તેના નિત્ય વિચારના ક્યા વિષયો હતા એ સવાલના જવાબમાં વેદાંતી કહેછે કે "નામ અને રુપ." આ સિદ્ધાંત અને **પ્લેટોના** આદર્શવાદ તથા વિશેષે કરીને "લોગોસ" એટલે કે ભાષા તથા વિચાર એ નામના **સ્ટોઇક** મત વચ્ચે અસાધારણ સમાનતા તમને જણાશે. વિચાર અને ભાષા અભેદ છે એ સિદ્ધાંત **સ્ટોઈક** તથા **એલેકઝાંડ્રીઆ(સિકન્દરાબાદ)**વાસી **પ્લેટોના** અનુગામીઓ સ્પષ્ટ રીતે સમજ્યા હતા. અને તેટલા માટે તેઓ ઇશ્વરના ઉત્પાદક તર્કોને "લોગોઇ" એટલે કે શબ્દ તથા વિચારો કહેતા. અને તે સિદ્ધાંત પ્રાચીન **હિંદુ** તત્ત્વવેત્તાઓ પણ તેટલીજ સ્પષ્ટ રીતે સમજ્યા હતા; અને તેટલા માટે તેઓ તેજ વિચારોને નામરુપ, નામ અને રુપ કહેતા. આ નામ અને રુપ ખરૂં જોતાં પ્લેટોના 'આદર્શ" (પ્રતિરુપ) અને પાછ

ળના [1]સ્ટોઇકોની "જાતિ" છે. સૃષ્ટિ નિર્માણ થયા પહેલાં બ્રહ્મ અવ્યાકૃત નામ રુપ ઉપર ચિંતવન કરતું; સૃષ્ટિ સરજાયા પછી આ નામ અને રુપ વ્યાકૃત (manifest) અને ઘણાં થયાં

## વિચાર અને ભાષા અભેદ છે.

વિચાર અને ભાષા અભેદ છે એ સિદ્ધાંત **હિંદુસ્થાન** અને ગ્રીસમાં એક બીજાની મદદ વિના પ્રચલિત થયો હતો. **એલેકઝાંડ્રીયા (સિકન્દરાબાદ)**ના **ખ્રિસ્તિ** ધર્મ ગુરુઓએ એ સિદ્ધાંત ઉપરથી અનુમાનો કાઢયાં હતાં. અર્વાચીન તત્ત્વવેત્તાઓએ આખરે એ સિદ્ધાંત સ્વીકાર્યો છે. "વિચાર શાસ્ત્ર" (On the Science of Thought) નામના મારા પુસ્તકમાં કેટલાંક વર્ષ પહેલાં મેં એ સિદ્ધાંત દાખલ કર્યો, ત્યારે પ્રથમ એને કેવળ વિરૂદ્ધ, નવિન અને અશ્રુત મત તરીકે ગણી કાઢવામાં આવ્યો હતો. મારા સિદ્ધાંત સામે ઉપયોગી શંકા માત્ર એ લાવવામાં આવી હતી કે આપણી દૃશ્ય દુનિયામાં એટલે કે દિક્ અને કાલમાં બે ચીજો કદિ એક હોઇ શકે નહીં; તેથી ભાષા અને વિચાર એક ન સંભવે. પણ જો એક શબ્દનો આ પ્રમાણે અર્થ કરવામાં આવે તો પછી એક શબ્દને કોષમાંથી તદ્દન કાઢી નાખવો પડશે, કેમકે તે પ્રમાણે તો કોઇ બે ચીજો એક થઇ શકે નહીં. મારા ઉત્તમ નિરુપકો વધારે જ્ઞાની હતા. તેઓએ જોયું કે ગ્રીક અને **હિંદુ** તત્ત્વવેત્તાઓએ ઘણા કાળ પહેલાં જે સિદ્ધાંત સાબીત કર્યો હતો તેને માત્ર હું ફરી સ્થાપિત કરતો હતો. તે સિદ્ધાંત

[1] બૌદ્ધ તેમને સંજ્ઞા ધર્મ કહેછે, જુઓ પૂર્વના પવિત્ર પુસ્તકો, પુસ્તક ૧૯, પા. ૧૧૭.

એ કે ભાષા અને વિચાર એકજ છે, અને તેથીજ પરમેશ્વરના ઉત્પાદક વિચારોને "લોગોઇ" (એટલે નામ અને રુપ) એ ઉપનામ મળતું અને જો તેમને એક વચનમાં કલ્પવામાં આવે તો તેને ઈશ્વરનો "લોગોસ" એ ઉપનામ મળતું. આજ "લોગોસ"ને ફીલો અને બીજા તત્વજ્ઞાનીઓ, **સેંટજોન** પહેલાં, "થીઓસ મોનોજેનીસ" (જુઓ થીઓસોફી પા. ૪૧૨) કહેતા, એટલે કે ઇશ્વરનો એકજ પ્રસૂત પુત્ર કહેતા, બીજા શબ્દમાં બોલીએ તો ઇશ્વરત્વની પ્રથમ માનસિક સૃષ્ટિ અથવા આવિર્ભાવ કહેતા.

**નામ રુપ અને ગ્રીક "લોગોસ" વચ્ચે સમાનતા.**

મારે કબૂલ કરવું જોઇએ કે પરમાત્મા, શબ્દ વિષે વિચાર કરીને, દુનિયાને શબ્દો વડે રુપ આપેછે એ સિદ્ધાંત જ્યારે મને પ્રથમ હાથ લાગ્યો ત્યારે ગ્રીક અને **હિંદુઓના** મત વચ્ચે માત્ર સમાનતા છે એટલુંજ નહીં પણ ગ્રીક મત **હિંદુસ્થાનમાં** દાખલ થયો એમ મને આભાસ થયો. આ સિદ્ધાંત **સ્ટોઇક તથા ન્યૂતન પ્લેટાનુગામીઓનો** છે એમ આપણે સારી રીતે જાણીએ છીએ. અને તે સિદ્ધાંતમાં પરિણામ પામતા, તેની પહેલાંના લાંબા વખતના ઐતિહાસિક વિચારો પણ આપણે જાણીએ છીએ. તેટલા માટે આપણને પૂર્ણ ખાત્રી થાયછે કે ગ્રીક લોકોએ **હિંદુસ્થાનમાંથી** એ વિચાર ગ્રહણ કરેલો નહીં હોવો જોઇએ. આપણને તેનીજ ખાત્રી છે કે "લોગોસ" મત અને "થીઓસ મોનોજેનીસ" શબ્દ પણ-જે શબ્દનો "યુનિજેનીટસ" અને એકજ પ્રસૂત એમ ખોટો અર્થ કરવામાં આવ્યો છે તે પણ **સિકન્દરાબાદ**-વાસી ગ્રીક તત્વ-

વેત્તાઓ તરફથી **ફીલો** આદિ **યાહુદી** લોકોને અને **સેંટજોન** આદિ પ્રથમ ખ્રિસ્તિઓને મળ્યા છે. પણ **હિંદુસ્થાન**ના જે ગ્રંથોમાં આજ સિદ્ધાંતો એટલે કે કલ્પિત દુનિયા વિષેનો સિદ્ધાંત, અને ઇશ્વરી વિચારો અને શબ્દો સ્થૂળ દુનિયામાં પરિણામ પામેછે તે સિદ્ધાંત મળી આવેછે, તે ગ્રંથોની તારીખનોજ તપાસ કરતાં માલૂમ પડેછે કે તે સિદ્ધાંતો **ગ્રીસ** દેશમાંથી **હિંદુસ્થાન**માં આવ્યાની વાત તદ્દન અસંભવિત છે. વળી. પ્રથમ શબ્દ હતો અથવા શબ્દો હતા, અને તેથી અથવા તેમનાથી બધી ચીજો બનેલી છે, એ મત એવો તો સ્વાભાવિક છે કે તે બે સ્થળે એક બીજાની સહાયતા વિના ઉત્પન્ન થઇ શકે. શબ્દ એ વિચારનો આવિર્ભાવ છે; આપણે યાદ રાખવું જોઇએ કે દરેક શબ્દ અર્થ સૂચવેછે પણ વ્યક્તિ સૂચવતો નથી. ઝાડ શબ્દ કાંઇ આ કે પેલા ઝાડ માટે નથી, પણ સર્વ ઝાડના સામાન્ય અર્થ માટે છે. હવે જો દરેક વ્યક્તિ એ આદર્શ, વિચાર અથવા શબ્દની પરિણતિ હોય, દાખલા તરીકે દરેક માણસ "માણસ" એ ઇશ્વરી વિચાર અથવા શબ્દની અથવા મનુષ્યત્વની પરિણતિ હોય, તો પછી ઇશ્વરે "લોગોસ"થી, અથવા શબ્દથી અથવા ઘણા શબ્દોથી, "લોગોઇ"ના **પ્લેટો**ના પ્રતિરુપોથી, અર્વાચીન શાસ્ત્રની જાતિ અથવા આદર્શથી દુનિયા બનાવી એ સિદ્ધાંત **હિંદુસ્થાન** અને ગ્રીક દેશ બન્નેમાં માલૂમ પડે, તો તેથી આપણે આશ્ચર્ય પામવાનું નથી.

**વેદમાં વાણી (વાચ્)ને ઉત્પાદક શકિત તરીકે વર્ણવી છે.**

આશ્ચર્યની વાત માત્ર એ છે કે વેદના સૂકતોમાં તેજ નહીં

તો તેવાજ વિચારો આપણને મળી આવેછે. આ વિચારો તેટલા માટે બહુ પ્રાચીન કાળના હોવા જોઈએ, અને તેમને સમજાવવાનો પ્રયત્ન કર્યા વિના સ્વીકારાયેલા હોવા જોઈએ. આનો ખુલાસો કરવા માટે, વૈદિક કાળના લોકોની બાલ્યાવસ્થા, પ્રથમ સાહિત્યના જન્મ થયા પહેલાં બહુ પૂર્વકાળથી શરૂ થયેલી હોવી જોઇએ એમ આપણે માનવું પડેછે. દાખલા તરીકે ઋગ્વેદમાં **વાચ્**ના મુખમાં એક સૂક્ત મૂકેલું છે. આ સૂક્ત સમજવા માટે આપણે માની લેવું જોઇએ કે તે પહેલાં ઘણા કાળ સુધી, વિચારનો ફેલાવો થતાં થતાં **વાચ્** એક દેવી થઇ ગઇ એટલુંજ **નહીં**, પણ દેવો કરતાં પણ વધારે પ્રબળ એક જાતની શક્તિ, "લોગોસ" અથવા મૂળ જ્ઞાન થઇ પડી હતી. તે સૂક્તમાં **વાચ્** પોતા વિષે નીચે પ્રમાણે બોલેછેઃ

"તોફાન અને ગાજવીજના દેવ **રુદ્ર** સાથે હું ફરૂંછું, **વસુઓ** સાથે, **આદિત્યો** સાથે, **વિશ્વે દેવો** સાથે હું ફરૂંછુ, હું **મિત્ર** અને **વરૂણ** બન્નેનું રક્ષણ કરૂંછું, બન્ને **અશ્વિનોનું**, ઇંદ્ર અને **અગ્નિનું** રક્ષણ કરૂંછું."

હવે જો **વાચ** વેદમાં વર્ણવેલા દેવોમાંના મોટામાં મોટા કરતાં પણ પ્રબળ શક્તિ ન કલ્પેલી હોય તો તે દેવોનું રક્ષણ કરેછે એમ બોલવાનો શો અર્થ ?

**વાચ** પછી આ પ્રમાણે બોલેછેઃ

૩. "હું રાણીછું, ખજાનો એકઠો કરનારી છું; હું બુદ્ધિવાળી છું, યજ્ઞને જે પાત્ર છે તેમાં પહેલી છું; દેવોએ મને અનેક બનાવી છે, ઘણે સ્થળે વસનારી, ઘણી ચીજોમાં પ્રવેશ કરનારી

બનાવી છે."

૬. "શત્રુનો, બ્રહ્માના નિંદકનો નાશ કરવા માટે હું રુદ્રની ખાતર ધનુષ્ય ખેંચું છું, હું મનુષ્ય માટે લડાઇ કરૂંછું, હું સ્વર્ગ તથા પૃથ્વીને તાણુંછું."

૮. "સર્વ ચીજને વળગીને, હું પવનની પેઠે ફૂંકુંછું; આકાશની પેલી કોર, પૃથ્વીની પેલી કોર, હું મારા પ્રભાવથી તેવી છું."

હવે જો **વાચ્** અથવા વાણીને માત્ર બોલાતી ભાષા તરીકે અગર સ્તુતિની કવિતા અથવા સૂક્ત તરીકે પણ કલ્પવામાં આવી હોત તો ઉપર પ્રમાણે તેના વિષે કહી શકાત એમ હું માની શકતો નથી. હા, વરદાન આપવા અથવા શ્રાપ આપવાની અદ્દ્ભૂત શક્તિ ઘણા પ્રાચીન કાળથી વેદના સૂક્તને આપવામાં આવતી એ વાત ખરી. પણ તેથી કરીને **વાચ્** અથવા વાણી સ્વર્ગ ને પૃથ્વી તાણે તેમજ સ્વર્ગ તથા પૃથ્વીથી પણ મોટી હોય તેનો ખુલાસો થતો નથી. આવાં વાક્યો ઉપરથી મને એમ જણાયછે કે ઘણા પૂર્વ કાળમાં **વાચ્** અથવા શબ્દની, ઉત્પાદક શક્તિ તરીકે કલ્પના થયેલી હોવી જોઇએ. હા, કદાચ તે કલ્પના ગ્રીકના "લોગોસ"ના જેવા સ્પષ્ટ આકારમાં થવાને બદલે માત્ર **યાહુદી**ઓના જ્ઞાનના જેવા અસ્પષ્ટ આકારમાં થઇ હોય.

**ખ્રિસ્તિઓના પ્રાચીન સંહિતાના જ્ઞાનસાથે સમાનતા.**

'બ્રાહ્મણ ગ્રંથો વાંચતા એમ લાગેછે કે જો વાચ્‌ને યાહુદીઓના જ્ઞાનના અર્થમાં સમજીએ, તો તેમાનાં ઘણાંખરાં વાક્યોનો

વધારે સારો ખુલાસો થાય. યાહુદીનું જ્ઞાન નીચે પ્રમાણે પોતા વિષે બોલેછે (પ્રોવર્બ ૮, ૨૨): "પોતાના રસ્તાની શરૂઆતમાં પોતાના પ્રાચીન કાર્યોની પહેલાં ઇશ્વરે મને ગ્રહણ કર્યું હતું."

૨૩. "હમેશથી, શરૂઆતથી, અગર પૃથ્વી હતી ત્યારથી હમેશ, મને સ્થાપિત કરવામાં આવ્યું હતું."

૨૫. "પર્વતો સ્થાપિત થયા તે પહેલાં, ટેકરીઓ પહેલાં, મને ઉછેરવામાં આવ્યું હતું."

૨૭. "જ્યારે તેણે સ્વર્ગ રચ્યું, ત્યારે હું પાસે હતું; જ્યારે તેણે સમુદ્રની સપાટી ઉપર હોકાયંત્ર મૂક્યું ત્યારે હું પાસે હતું."

૩૦. "ત્યારે હું તેની પાસે, તેની સાથે જાણે હું ઉછરેલું હોઉં તેમ હતું, અને તેની આગળ હમેશાં આનંદ પામતું, હું હમેશાં તેનો આનંદ હતું."

તેવીજ જાતનો વિચાર આપણે દાખલા તરીકે પંચવિંશ બ્રાહ્મણ ૨૦, ૧૪૨[1]માં જોઇએ છીએ. ત્યાં આપણે વાંચીએ છીએ કે "પ્રજાપતિ એટલે કે સૃષ્ટિ કર્તા આ સર્વ હતો. વાચ્ તેની પોતાની હતી, તેનો સાથી હતી, અથવા બાઇબલની ભાષામાં બોલીએ તો તેની સાથે ઉછરેલી હતી. તેણે વિચાર કર્યો કે હું આ વાચ્‌ને મોકલી આપું; એ સર્વમાં ફરી વળશે, તથા વ્યાપી રહેશે. તેણે તેને મોકલી, અને તે સર્વમાં ફરી વળીને વ્યાપી રહી." બીજા પ્રકરણોમાં વાચ્‌ને પ્રજાપતિની દીકરી કહી છે, કેટલેક ઠેકાણે તેની સ્ત્રી કહી છે (જેવી રીતે ખ્રિસ્તિઓના પ્રાચીન સંહિતામાં તેણીને તેનો હમેશનો આનંદ કહેલી છે તેમ) અને હમેશાં તે સૃષ્ટિના કાર્યમાં મુખ્ય ગુમાસ્તા તરીકે સ્થાપિત

[1] જુઓ મુરેકૃત સંસ્કૃત ગ્રંથો, ૫, પા. ૩૯૨.

થઇ છે. આપણે વાંચીએ છીએ કે "સર્વને વાચે બનાવ્યું છે અને વળી જે સર્વ બન્યું છે તે વાચ્ છે" (શત૦ બ્રા૦ ૮, ૧, ૨, ૯; ૧૧, ૧, ૬, ૧૮; સરખાવો વેબરકૃત હિંદ-વિદ્યા. ૧૦, પા. ૪૭૯). તેવીજ રીતે આપણે સેંટજોનમાં વાંચીએ છીએ કે "શબ્દે સર્વ વસ્તુઓ બનાવી અને શબ્દ વિના જે બનેલું છે તેમાંથી કશુંએ બન્યું નહોતું."

### બ્રહ્મનો અર્થ શબ્દ હતો ?

દુનિયાને શબ્દે સરજી, અથવા શરૂઆતમાં શબ્દ હતો એમ હિંદુસ્થાનના પ્રાચીન તત્ત્વવેત્તાઓ માનતા હતા, એ વાત વધારે સ્પષ્ટ એથી થાયછે કે વેદ રચાયા તેથી ઘણાં વર્ષો પહેલાં પણ "બ્રહ્મ" શબ્દનો મૂળ અર્થ શબ્દ હતો. બ્રાહ્મણ ગ્રંથોના કેટલાક વાક્યોમાં આપણે "બ્રહ્મ"નો અર્થ શબ્દ કરવો જોઇએ, અને તેમ કરવાથી આખા વાક્યનો અર્થ વધારે બંધબેસતો થાયછે. દાખલા તરીકે, શતપથ બ્રાહ્મણ ૬, ૧, ૧, ૯માં આપણે નીચે પ્રમાણે વાંચીએ છીએ: "સર્વ સરજેલી વસ્તુઓના ઇશ્વર, પ્રજાપતિએ ઇચ્છયું કે હું એક કરતાં વધારે થાઉં, હું ફરી ઉત્પન્ન થાઉં... સૌથી પ્રથમ તેણે બ્રહ્મ બનાવ્યું." આ ઠેકાણે હું ધારૂંછું કે "બ્રહ્મ" શબ્દ તેના મૂળ અર્થ શબ્દમાં વપરાયેલો છે, કેમકે તે વાક્ય પછી તરતજ, બ્રહ્મને ઠેકાણે "વાચ્" શબ્દ વાપર્યો છે, અને વાચ્માંથી દરેક ચીજ ઉત્પન્ન થાયછે. તેટલા માટે હું તરજુમો આ પ્રમાણે કરૂંછું: "તેણે સૌથી પ્રથમ શબ્દ બનાવ્યો," જેમાંથી બીજી દરેક ચીજ ઉત્પન્ન થઇ. પછીના કાળમાં આ "શબ્દ"નો અર્થ વેદ થયો, વળ સંહિતા થયો, થયુ

આ તેનો મૂળ અર્થ હોઇ શકે નહીં; અગર જો કે ઉપરના વાક્યમાં બ્રહ્મ શબ્દનો અર્થ ટીકાકાર ત્રણ સંહિતા એટલે કે ત્રણ વેદ કરેછે.

બ્રહ્મ શબ્દનો આ મૂળ અર્થ પાછળથી ભૂલી જવામાં આવ્યો હોય, પણ આપણે તેના ચિન્હો કોઇ કોઇ સ્થળે જોઇએ છીએ. દાખલા તરીકે વાણીના પ્રભુ બૃહસ્પતિને વાચસ્પતિનું નામ પણ આપવામાં આવેછે, જે ઉપરથી એમ જણાયછે કે બૃહ્ અને વાચ્નો એકજ અર્થ હતો. એટલુંજ નહીં પણ બૃહસ્પતિ અને વાચ્ બન્ને કોઇ કોઇ જગોએ એકજ દેવ તરીકે વર્ણવેલા છે (શતપથ, બ્રા ૬ ૩, ૩, ૪). વળી છાંદ. ઉપ. ૧, ૩, ૧૧માં, "બૃહતી" શબ્દ જે બૃહ્ શબ્દ ઉપરથી થયેલો છે તેનો અર્થ વાચ્ કરેલો છે. હવે આ બૃહ્ ધાતુ ઉપરથી બ્રહ્મ શબ્દ થયેલો છે. જો બૃહ્નો મૂળ અર્થ ભાંગવું અથવા ફાટી નીકળવું હોય તો બ્રહ્મ શબ્દનો અર્થ જે ફાટી નીકળેછે ને એટલે કે સ્ફોટ અથવા શબ્દ થાય, અને આ અર્થમાં તથા પ્રાર્થનાના અર્થમાં, બ્રહ્મ શબ્દ ઘણે ઠેકાણે વેદમાં વપરાયેલો છે. તોપણ તેની સાથે તે શબ્દ, જે ફાટી નીકળે છે એ અર્થમાં, એટલે સૃષ્ટિ અથવા સ્રષ્ટાના અર્થમાં વપરાયેલો હોય, કેમકે સૃષ્ટિ કાંઇ બનાવાતી તરીકે નહીં પણ આવિર્ભાવ પામતી તરીકે કલ્પાયેલી છે.

**બ્રહ્મ, વર્ષ્મ અને વર્દ્ એ ત્રણે શબ્દો એકજ ધાતુ ઉપરથી બનેલા છે.**

હજી એક પગથિયું આપણે આગળ વધવાનું છે. બૃહ્ ધાતુનાં બીજાં રૂપો-બૃધ્ તથા વૃધ્ છે, અને વધવાના અર્થમાં

ફાટી નીકળવું એવો તેનો અર્થ થાયછે. હવે વૃધ્ ધાતુ ઉપરથી વર્ધ નામ કરવામાં આવે તો લેટિન ભાષામાં તેનું રૂપ **વર્બમ** થાય. લેટિનમાં "ધ્" નથી, પણ "ધ્" ને ઠેકાણે "ફ્" અથવા "બ્" આવેછે, આથી કરીને સંસ્કૃત રૂધિરને ઠેકાણે લેટિનમાં "રૂફસ્" અથવા "રૂબર્" છે અને અંગ્રેજીમાં "રેડ્" છે. આથી આપણે એક પગલું આગળ વધી શકીએ છીએ. સંસ્કૃત "ધ્" ને ઠેકાણે અંગ્રેજીમાં "ડ્" આવેછે, તેથી લેટિન "વર્બમ્"ને ઠેકાણે અંગ્રેજીમાં "વર્ડ્" આવે. આ ઉપરથી જણાય છે કે બ્રહ્મ, વર્બમ્ અને વર્ડ્ એ ત્રણે બૃહ્ અથવા વૃધ્ એટલે ફાટી નીકળવું એ ધાતુ ઉપરથી થયેલા છે, અને તેમનો એકજ અર્થ એટલે કે શબ્દ થાય છે. આટલા ઉપરથી આપણે એકદમ એવું અનુમાન લેવાનું નથી કે જગતના મૂળ તરીકે બ્રહ્મ પ્રથમથીજ ઉત્પાદક શબ્દ અથવા "લોગોસ" તરીકે કલ્પાયેલું હતું. આ માન્યતા એવી તો મન ગમતી છે કે તે સાચી હોઇ શકે નહીં. પણ એકજ બ્રહ્મ શબ્દના અર્થ, જે આવિર્ભાવ પામેછે તે ઉત્પાદક શક્તિ, અને જે આવિર્ભાવ પામે છે તે શબ્દ, એમ બે થયા હોય; અને તે હકીકત ઉપરથી હિંદુસ્થાનના પ્રાચીન તત્ત્વવેત્તાઓ એવા સિદ્ધાંત ઉપર આવ્યા હોય કે જગતનો પ્રથમ આવિર્ભાવ એ, બ્રહ્મમાં અને બ્રહ્મ થકી, બોલાયેલો શબ્દ અથવા વિચારજ છે.

**બ્રહ્મ અને દુનિયા વચ્ચે સંબંધ જોડનાર નામ રૂપ છે.**

બ્રાહ્મણ ગ્રંથનાં કેટલાંક વાક્યો ઉપરથી સાફ જણાય છે

કે સૃષ્ટા અને સૃષ્ટિ વચ્ચે સંબંધ શબ્દોથી થાય છે, એ સિદ્ધાંત ઘણા જુના કાળથી બ્રાહ્મણોનાં જાણ્યામાં હતો; માત્ર પાછળથી તે સિદ્ધાંત ખોટી રીતે સમજવામાં તેમજ વિસરી જવામાં આવ્યો હતો. પ્રોફેસર ડયુસને આપણને શતપથ બ્રાહ્મણ ૧૧, ૨, ૩માંથી આનો એક દાખલો બતાવ્યો છે. "શરૂઆતમાં બ્રહ્મ આ સર્વ હતું. તેણે દેવોને મોકલ્યા (સર્જ્યા) અને તેમને મોકલીને તેણે તેમને આ દુનિયાઓ ઉપર સ્થાપ્યા, અગ્નિને પૃથ્વી ઉપર, વાયુને હવા ઉપર, સૂર્યને આકાશ ઉપર." આ એક દૃશ્ય દુનિયા છે, પણ આની ઉપર એક તેથી મોટી દુનિયા છે, એ પ્રમાણે જણાવ્યા પછી બ્રાહ્મણમાં એમ લખ્યું છે કે "આથી ચડીઆતી દુનિયાઓ ઉપર બ્રહ્માએ આગળના દેવો કરતાં ચડીઆતા દેવો સ્થાપ્યા. અને તે દુનિયાઓ અને તેના દેવો વ્યાકૃત (Manifest) છે, તેમજ આ દુનિયાઓ તથા તેના દેવો પણ, જ્યાં તેણે તેમને સ્થાપ્યાં છે ત્યાં વ્યાકૃત છે." આ પ્રમાણે એ જાતની દુનિયા છે, પણ બ્રહ્મ તે બન્નેથી પણ વ્યતિરિક્ત છે. તેના કારણમાં બ્રાહ્મણમાં આ પ્રમાણે લખવામાં આવ્યું છે: "પછી બ્રહ્મા બહારના અર્ધ ઉપર (જે અવ્યાકૃત હતું તે ઉપર) ગયો, અને ત્યાં ગયા પછી તેણે વિચાર કર્યો કે હું આ દુનિયાઓમાં કેવી રીતે આવી શકું?" આ ઉપરથી જણાશે કે બ્રહ્માને એટલી તો અતિક્રાંત ઉંચાઇએ લઇ જવામાં આવ્યો હતો કે તે ખરી દુનિયા સાથે વ્યવહાર રાખતો બંધ પડયો. છતાં સંબંધની જરૂર હતી, પણ તે કેવી રીતે પ્રાપ્ત કરવો? જવાબ: "નામ અને રૂપથી," સ્ટોઇકના શબ્દોમાં બોલીએ

તો "લોગોઇ" અથવા "લોગોસ"થી; અને તે પ્રમાણે આપણે બ્રાહ્મણમાં વાંચીએ છીએ. "બ્રહ્મા દુનિયામાં રુપ અને નામ એ બેવડે ગયો. જે જે ચીજનું નામ છે તેને તે પ્રમાણે નામ આપવામાં આવે છે; જે ચીજનું નામ નથી પણ જે આવી છે એમ રુપથી ઓળખાય છે, તે તેવી છે (તેવા રૂપની છે). આ સર્વ (વિશ્વ)નો, નામ અને રુપ છે ત્યાં સુધી ફેલાવો છે, નામ અને રુપ એ બે બ્રહ્માની બે મોટી શક્તિઓ છે, અને જે કોઇ બ્રહ્માની આ બે શક્તિઓ જાણે છે તે પોતે મોટી શક્તિ થઈ પડે છે. બ્રહ્માના આ બે મોટા આવિર્ભાવ છે અને જે કોઇ આ બે આવિર્ભાવ જાણે છે તે પોતે પણ એક મોટો આવિર્ભાવ થાય છે."

આ વેરાયેલાં વાક્યો વાંચતાં એમ લાગ્યા વિના રહેતું નથી કે તેમનામાં, બ્રાહ્મણ અંધકારો સમજતા હતા તે કરતાં વધારે રહસ્ય રહેલું છે. બ્રહ્મને ઘણુંજ અતિ ક્રાન્તકલ્પવામાં આવ્યું છે; તે માત્ર પૃથ્વી, હવા અને આકાશ ઉપર છે એટલુંજ નહીં, પણ આ દૃશ્ય દુનિયાથી ચડીઆતી બીજી દુનિયા છે તેથી પણ ચડીઆતું છે. પણ આ અતિક્રાન્ત શક્તિને પોતાની સૃષ્ટિની સાથે કેવી રીતે સંબંધમાં લાવવી એમ જો પૂછવામાં આવે તો જવાબ એ છે કે તેની બે મોટી શક્તિ અને આવિર્ભાવથી; નામ અને રુપથી, એટલે કે જે રુપ અથવા પ્રતિરુપ શબ્દ અથવા નામ છે તે વડે અને જે નામ અથવા લોગોઇ રુપ છે તે વડે.

આ ખરેખર સત્યની સુંદર સહજોપદ [illegible] બ્રાહ્મણ

ગ્રંથકારોની બુદ્ધિ તેટલે સુધી પહોંચી શકે તેવી નહોતી; તેઓ તો તેમની દૃષ્ટિ મર્યાદા નીચે અસ્ત પામતા તારા જેવી છે, અને તેમના પછીના તત્ત્વવેત્તાઓએ માત્ર પ્રસંગોપાત તેમની ઝાંખી કરી છે

ભાષા અને બુદ્ધિ એ ઉત્પાદક શક્તિ છે, દુનિયાનું રક્ષણ કરતી ને તેમાં વ્યાપી રહેલી શક્તિ છે, એ સિદ્ધાંતના સંબંધમાં મૈત્રાયણ ઉપનિષદ્ ૬, ૨૨માં એક વાક્ય આવેછે, તે વિષે હજી આપણે બોલ્યા નથી. તે વાક્ય બહુ સ્પષ્ટ છે, ને તે નીચે મુજબ છેઃ "શબ્દ અને અશબ્દ એ બે બ્રહ્મનું ચિંતવન કરવું. શબ્દથીજ અશબ્દનો આવિર્ભાવ થાયછે." અહીં પણ આપણે **સિકંદરાબાદ**ના તત્ત્વવેત્તાઓના "લોગોસ"નું બરોબર પ્રતિબિંબ જોઇએ છીએ. **સિકંદરાબાદ**ના તત્ત્વવેત્તાઓનો મત એ હતો કે ઇશ્વરત્વ શબ્દથી આવિર્ભાવ પામેછે, અને શબ્દજ તેને આવિર્ભાવ પમાડેછે. જ્યાં સુધી તે આવિર્ભાવ પામ્યું નથી ત્યાં સુધી તે અજ્ઞાત છે, અને તે અજ્ઞાત ઇશ્વરત્વને **ખ્રિસ્તિ** તત્ત્વજ્ઞાનીઓ પિતા કહેતા. જ્યારે આવિર્ભાવ પામેછે ત્યારે તે ઇશ્વરી "લોગોસ" અથવા પુત્ર થાયછે"

આ સર્વ ઉપરથી મને એમ લાગેછે કે જે વિચારની શ્રેણી લાંબી તૈયારી પછી **ફીલો**ના મતમાં ને ત્યાર પછી **સિકંદરાબાદ**ના કલેમન્ટના મતમાં પરિણત થઇ હતી તેજ શ્રેણી **હિંદુસ્થાન**માં ઘણા પ્રાચીન કાળમાં તેવીજ રીતે શરૂ થઇને તેવીજ રીતે પરિણામ પામી હતી, એ વાત આપણને કબૂલ કરવાની ફરજ પડેછે. પણ એમાંથી કોઇએ તે એક બીજા

પાસેથી લીધી એમ કોઈ પણ રીતે સૂચિત થતું નથી.

## બીજા ધર્મોના દેવો.

જ્યારે વેદાંતીઓ બીજા ધર્મોના દેવો વિષે બોલેછે, ત્યારે તેઓ તે દેવોમાં પોતાનું અનન્યસંબંધી બ્રહ્મ જોતા નથી, પણ પોતાનો સગુણ અને ચંચલ બ્રહ્મા, પ્રજાપતિ, સર્વ સરજેલી વસ્તુઓના ઇશ્વર, સૃષ્ટા, રક્ષક, દુનિયાના નિયંતા જુવેછે. તેમની ભાષાથી તેમને બહુ ફાયદો છે, કેમકે માત્ર આઘાતના ફેરફારથી તેઓ નાન્યતર બ્રહ્મન્ (બ્રહ્મ) જેના પેલા અક્ષર ઉપર આઘાત પડેછે તે બદલીને પુલિંગ બ્રહ્મન્ (બ્રહ્મા) જેના છેલા અક્ષર ઉપર આઘાત પડેછે તે કરી શકેછે. આવી દેખીતી નજીવી યુક્તિથીજ ભાષા વિચારને કાંતો મદદ આપતી કાંતો અટકાવતી કહેવાય. આ પુલિંગ બ્રહ્માનો અર્થ વેદાંતીઓ ચંચલ દેહી ઇશ્વર, એટલે કે સર્વશક્તિમત્ત્વ, સર્વજ્ઞત્વ, ન્યાય, દયા વિગેરે ઐશ્વરી ગુણોથી અલંકૃત દેવ, કરેછે; અને એ વાત જો આપણે ધ્યાનમાં રાખીએ, તો પછી ખ્રિસ્તિઓના પ્રાચીન સંહિતામાં વર્ણવેલો "જેહોવાહ," તથા તેમના નવિન સંહિતાનાં ઘણાં વાક્યોમાં કલ્પેલો "જેહોવાહ" અથવા પિતા પરમેશ્વર, ને વળી કુરાનનો અલ્લાહ એ બધાને વેદાંતીઓ પોતાનો પુલિંગ બ્રહ્મા કહે, ને નાન્યતર બ્રહ્મન ન કહે, એ વાત સ્હેજ સમજાય તેવી છે. આ કારણથી વેદાંતીઓ તે દેવોને નીચું પદ આપતા નહીં. કેમકે તેમનો પોતાનો દેહી ઇશ્વર, પ્રજાપતિ, પુલિંગ બ્રહ્મા, જો કે દૃશ્ય છે અથવા આપણા યુરોપયનોના શબ્દમાં બોલીએ તો જો કે ઐતિહાસિક છે, તોપણ તેમને મન તે આપણે

જાણેલી હોઇ પણ ચીજ જેટલી સત્ય હોઇ શકે તેટલોજ સત્ય હતો. તોપણ મનુષ્ય જાતથી જ્ઞાત તથા સંબોધિત ઇશ્વરની પાછળ તેઓની માન્યતા મુજબ અજ્ઞાત ઇશ્વર છે, ઇશ્વરત્વ છે, જેની પ્રજાપતિ, "જેહોવાહ", અલાહ અને પિતા પરમેશ્વર માત્ર મૂર્તિઓ (પ્રતિકો) છે. ઇશ્વરત્વના આ દેહી આકારો માનુષ્ય બુદ્ધિ અને માનુષ્ય ઉપાસના માટે છે; ભલે તેમને ઐતિહાસિક કહેવામાં આવે, પણ તેમ કરતી વખતે આપણે યાદ રાખવું જોઇએ કે ઇશ્વરનો ઇતિહાસ એ ઇશ્વર સંબંધે મનુષ્યના અનુભવનોજ ઇતિહાસ હોઇ શકે, અગર જે શક્તિને માણસ પોતાની અંદર અને પોતાની બહાર અનુભવે છે તત્સંબંધે તેણે પ્રકૃતિ-પૂજાની અધમ સ્થિતિથી તે સાનુભવ ઐશ્વરી પુત્રત્વની ઉત્તમ સ્થિતિ સુધી જે કલ્પનાઓ કરી છે તેનોજ ઇતિહાસ હોઇ શકે તમનેએમ માલુમ પડશે કે જે ઇશ્વરત્વનો ઐશ્વરી પુરૂષોમાં અંશ છે તેનો વિચાર બહુ સાધારણ છે; મધ્ય કાળના રહસ્યવાદીઓ તે જાણતા એટલુંજ નહીં પણ અત્યંત અસલી વિચારના ધર્મ-ગુરૂઓ પણ તે જાણતા. અલબત મધ્ય કાળમાં જેને એક સૈકામાં અસલી વિચાર કહેવામાં આવતો તે બીજા સૈકામાં નવિન કહેવાતો. એક સભા બીજી સભાને દોષિત ઠરાવતી, ને એક પોપ (ધર્મ ગુરૂ) બીજાને શ્રાપ દઇ ધર્મભ્રષ્ટ ઠરાવતો. પણ ઇશ્વરત્વ છે, અને તે પિતા, પુત્ર અને પવિત્ર આત્મામાં વ્યાપ્ત છે, એ વિચાર ઘણા ખ્રિસ્તિ ધર્મ વેત્તાઓને પ્રાચીન તથા અર્વાચીન કાળમાં વિદિત હતો. આથી કરીને એક તરફથી એવો ભય રહ્યો કે ત્રિપુટિને બદલે

પાસેથી લીધી એમ કોઈ પણ રીતે સુચિત થતું નથી.

## બીજા ધર્મોના દેવો.

જ્યારે વેદાંતીઓ બીજા ધર્મોના દેવો વિષે બોલેછે, ત્યારે તેઓ તે દેવોમાં પોતાનું અનન્યસંબંધી બ્રહ્મ જોતા નથી, પણ પોતાનો સગુણ અને ચંચલ બ્રહ્મા, પ્રજાપતિ, સર્વ સરજેલી વસ્તુઓના ઇશ્વર, સ્રષ્ટા, રક્ષક, દુનિયાના નિયંતા જુવેછે. તેમની ભાષાથી તેમને બહુ ફાયદો છે, કેમકે માત્ર આઘાતના ફેરફારથી તેઓ નાન્યતર બ્રહ્મન્ (બ્રહ્મ) જેના પેલા અક્ષર ઉપર આઘાત પડેછે તે બદલીને પુલિંગ બ્રહ્મન્ (બ્રહ્મા) જેના છેલા અક્ષર ઉપર આઘાત પડેછે તે કરી શકેછે. આવી દેખીતી નજીવી યુક્તિથીજ ભાષા વિચારને કાંતો મદદ આપતી કાંતો અટકાવતી કહેવાય. આ પુલિંગ બ્રહ્માનો અર્થ વેદાંતીઓ ચંચલ દેહી ઇશ્વર, એટલે કે સર્વશક્તિમત્ત્વ, સર્વજ્ઞત્વ, ન્યાય, દયા વિગેરે ઐશ્વરી ગુણોથી અલંકૃત દેવ, કરેછે; અને એ વાત જો આપણે ધ્યાનમાં રાખીએ, તો પછી **ખ્રિસ્તિઓ**ના પ્રાચીન સંહિતામાં વર્ણવેલો "જેહોવાહ," તથા તેમના નવિન સંહિતાનાં ઘણાં વાક્યોમાં કલ્પેલો "જેહોવાહ" અથવા પિતા પરમેશ્વર, ને વળી **કુરાન**નો અલ્લાહ એ બધાને વેદાંતીઓ પોતાનો પુલિંગ બ્રહ્મા કહે, ને નાન્યતર બ્રહ્મન ન કહે, એ વાત સ્હેજ સમજાય તેવી છે. આ કારણથી વેદાંતીઓ તે દેવોને નીચું પદ આપતા નહીં. કેમકે તેમનો પોતાનો દેહી ઇશ્વર, પ્રજાપતિ, પુલિંગ બ્રહ્મા, જો કે દૃશ્ય છે અથવા આપણા **યુરોપિયનો**ના શબ્દમાં બોલીએ તો જો કે ઐતિહાસિક છે, તોપણ તેમને મન તે આપણે

જનેરી હોય પણ ચીજ જેટલી સત્ય હોઇ શકે તેટલોજ સત્ય હતો. તોપણ મનુષ્ય જાતથી જ્ઞાત તથા સંબોધિત ઇશ્વરની પ્રજા તેઓની માન્યતા મુજબ અજ્ઞાત ઇશ્વર છે, ઇશ્વરત્વ છે, એની પ્રજાપતિ, "જેહોવાહ", અલ્લાહ અને પિતા પરમેશ્વર માત્ર મૂર્તિઓ (પ્રતિકો) છે. ઇશ્વરત્વના આ દેહી આકારો માનુષ્ય બુદ્ધિ અને માનુષ્ય ઉપાસના માટે છે; ભલે તેમને ઐતિહાસિક કહેવામાં આવે, પણ તેમ કરતી વખતે આપણે યાદ રાખવું જોઇએ કે ઇશ્વરનો ઇતિહાસ એ ઇશ્વર સંબંધે મનુષ્યના અનુભવનોજ ઇતિહાસ હોઇ શકે, અગર જે શક્તિને માણસ પોતાની અંદર અને પોતાની બહાર અનુભવે છે તત્સંબંધે તેણે પ્રકૃતિ-પૂજાની અધમ સ્થિતિથી તે સાનુભવ ઐશ્વરી પુત્રત્વની ઉત્તમ સ્થિતિ સુધી જે કલ્પનાઓ કરી છે તેનોજ ઇતિહાસ હોઇ શકે તમનેએમ માલૂમ પડશે કે જે ઇશ્વરત્વનો ઐશ્વરી પુરુષોમાં અંશ છે તેનો વિચાર બહુ સાધારણ છે; મધ્ય કાળના રહસ્યવાદીઓ તે જાણતા એટલુંજ નહીં પણ અસંત અસલી વિચારના ધર્મ. ગુરુઓ પણ તે જાણતા. અલબત મધ્ય કાળમાં જેને એક સૈકામાં અસલી વિચાર કહેવામાં આવતો તે બીજા સૈકામાં નવિન કહેવાતો. એક સભા બીજી સભાને દોષિત ઠરાવતી, ને એક પોપ (ધર્મ ગુરુ) બીજાને શ્રાપ દઇ ધર્મભ્રષ્ટ ઠરાવતો. પણ ઇશ્વરત્વ છે, અને તે પિતા, પુત્ર અને પવિત્ર આત્મામાં વ્યાક્રુત છે, એ વિચાર ઘણા ખ્રિસ્તિ ધર્મ વેત્તાઓને પ્રાચીન તથા અર્વાચીન કાળમાં વિદિત હતો. આથી કરીને એક તરફથી એવો ભય રહ્યો કે ત્રિપુટિને બદલે

ચતુર્પુટિ થશે, એટલે કે ઇશ્વરત્વ અને ત્રિપુટિમાં ગણાતા, પિતા, પુત્ર અને પવિત્ર આત્મા એમ ચાર થશે; અને બીજી તરફથી એવો ભય રહ્યો કે ત્રિપુટિને બદલે ત્રણ જૂદા જૂદા દેવો ગણાશે જે માન્યતા ત્રિદેવવાદ તરીકે દોષિત ઠરત.

તેટલા માટે હાલના વેદાંતીઓ બીજા ધર્મના ચંચળ દેવોને સ્વાભાવિક રીતે પોતાનો પુલિંગ બ્રહ્મા માનેછે; અને જે ઇશ્વરત્વનો આ દેવોમાં અંશ રહેલો છે, જે ઇશ્વરત્વની ખ્રિસ્તિ નામવાદીઓએ ત્રણ પુરૂષનું સામાન્ય નામ એવી વ્યાખ્યા આપી છે તે ઇશ્વરત્વ વેદાંતીઓને તેમના નાન્યતર બ્રહ્મને મળતું, અજ્ઞાત, અપ્રમેય, અવર્ણનીય પરમાત્માને મળતું લાગેછે.

**નામ અને રુપ એ અવિદ્યાનું ફળ છે.**

**હિંદુ** અને **યુરોપીયન** તત્ત્વજ્ઞાન વચ્ચે આટલી બધી સમાનતા હોવા છતાં તે વચ્ચે બહુ તફાવત પણ છે.

પ્રથમ તો, પાશ્ચાત્ય દેશમાં આ નામ અને રુપ, આ "લોગોઇ" અથવા "લોગોસ" મૂર્ત્તિમાન ઐશ્વરી જ્ઞાન તરીકે વર્ણવેલાં છે, પણ વેદાંતીઓ તેમને અવિદ્યાના પરિણામ તરીકે ગણેછે. નામ અને રુપ બ્રહ્માના વિચાર છે, બ્રહ્મના નથી, તે તો માત્ર ઇશ્વરના વિચાર છે. આવા તર્કોથી આપણું મગજ ફરી જવા સંભવ છે, પણ તેમના વિષે આપણે ગમે તે ધારતા હોઇએ, તોપણ તેઓ એટલું તો બતાવેછે કે **હિંદુ**-ઓનું તત્ત્વજ્ઞાન ધીમે ધીમે એક શિખરથી બીજે શિખર ચઢીને મોટી ઉંચાઇએ પહોંચ્યું હતું, અને તે સ્થળના વાતાવરણમાં વાસ લેવા જેટલાં તેનાં ફેફસાં મજબૂત હતાં.

બીજી એ વાત આપણે યાદ રાખવી જોઈએ કે અમુક વખતે એક વાર બનેલા ઐતિહાસિક બનાવ તરીકે આપણે સૃષ્ટિને લેખીએ છીએ, પણ તેવી સૃષ્ટિને વેદાંતીઓ માનતા નથી. તેઓ તો તેને બ્રહ્માના અનેક આવિર્ભાવ લેખેછે, અને તેને આદિ કે અંત નથી. કલ્પો વિત્યા પછી જગત્ બ્રહ્મામાં ફરી આવી મળેછે, અને પછી પાછું મોકલવામાં આવેછે. પણ જેમ તેની શરૂઆત નહોતી તેમ તેનો છેડો પણ નથી. કલ્પો એક બીજા સાથે મજબૂત સંધાયેલા છે, એક કલ્પમાં કરેલું કામ બીજામાં પણ થતું આવેછે, અને આ અનુસંધાનનો આધાર બ્રહ્મા છે, ચંચલ તથા દેહી ઈશ્વર છે. તે જુવેછે કે ભવિષ્ય દુનિયા જેવી જોઇએ તેવીજ થવી જોઇએ, અને કાંઇ પણ નષ્ટ થવું નહીં જોઇએ. કેટલેક સ્થળે આ બ્રહ્માને ગૂઢ શક્તિઓ અર્પણ કરવામાં આવી છે, જેથી કરીને દરેક કલ્પમાં નાના પ્રકારની સરજેલી ચીજોનો, અથવા આપણા **યુરોપીયનો**ના શબ્દોમાં બોલીએ તો વિવિધ "લોગોઇ" અગર જાતિઓનો ખુલાસો થઇ શકે. પણ **શંકરાચાર્ય** આ મત સામે મજબૂત વાંધો લે છે. તે કહેછે કે જો કે જગતની સર્વ સત્યતા બ્રહ્મમાં અને બ્રહ્મ થકી છે, તોપણ તેને રુપાંતર ગણવું ન જોઇએ, અથવા હાલમાં **યુરોપીયનો** જેને "[1]પરિણામ" કહેછે તે ગણવું ન જોઇએ; કેમકે બ્રહ્મ પૂર્ણ છે અને તેથી તેનું રુપાંતર થઇ શકે નહીં. સૃષ્ટિ ભિન્ન ભિન્ન લાગેછે તેને વેદાંતીઓ અવિદ્યાથી થયેલા પ્રાથમિક અને સર્વગત વિવર્તનું ફળ કહેછે. તેટલા માટે

[1] Evolution.

સૃષ્ટા તેમજ સૃષ્ટિની સત્તા કેવળ અન્યસંબંધી છે. તેઓ બન્ને, **યુરોપીયનો**ના શબ્દમાં બોલીએ તો, દૃશ્ય છે. તેમજ દરેક દેહી આત્માની પણ અનન્યસંબંધી સત્તા નથી, પણ જ્યાં સુધી દરેક આત્માએ તેમાં છુપા રહેલા બ્રહ્મની અનન્યસંબંધી સત્તા શોધી કાઢી નથી, ત્યાં સુધી તે પોતાને દૃશ્યજ રહેછે. વળી જેમ દેહી આત્મા શરીર, ઇંદ્રિય અને મન એ ઉપાધિઓને લીધે દેહી થયેલો છે, તેમજ જગત્કર્તા તેજ ઉપાધિઓથી જેવો પોતે છે તેવોજ રહેલો છે, માત્ર તેની ઉપાધિઓ વધારે વિશુદ્ધ છે. આપણે યાદ રાખવું જોઇએ કે આ સૃષ્ટા અથવા દેહી ઇશ્વર આપણા દેહી આત્મા જેટલોજ સત્ય છે. દુનિયાની પ્રચલિત ભાષામાં તેથી વધારે સત્ય શું હોઇ શકે? આપણને અયોગ્ય લાગેછે તે એટલુંજ છે કે જેઓ સાધારણ અક્કલને આધારે બોલેછે તેઓ પ્રથમ આપણે જેને જોઇએ અથવા અડકીએ તેનાં કરતાં ચડીઆતું સત્ય હોવાની ના પાડેછે, પણ જે ઉંચી સત્તા તેઓ માનતા નથી તે જ્યારે તેમની ઇંદ્રિયોના વિષયોને તથા તેમાંથી ઉત્પન્ન થયેલા સર્વ પ્રત્યક્ષ જ્ઞાનને આપવામાં નથી આવતી ત્યારે તેનો વાંધો લે છે.

## વ્યવહારમાં વેદાંત.

સર્વ વ્યવહારના કામ માટે વેદાંતી પણ માનેછે કે આખું જડ જગત્ જાતે તેમજ આપણા વિચારમાં સત્ય તરીકે મનાવું જોઇએ. સામાન્ય બુદ્ધિને કોઇ પણ ચીજ જેટલી સત્ય ભાસે તેટલુંજ. તે સત્ય છે. બૌદ્ધ લોકો કહેછે તેમ તે છેક પોલું નથી. આ પ્રમાણે વેદાંત દર્શન દરેક માણસને ખરેખર ઉપ-

યોગી થવા માટે પૂરેપૂરી છૂટ બક્ષેછે અને તેને આ ક્ષણભંગુર દુનિયામાં બની શકે તેટલા સપ્રે અને માનનીય નિયમ તજે મૂકેછે. હર કોઇ બીજા ધર્મના દેવો જેટલાજ સર્વ શક્તિમાન અને પ્રતાપી દેવની પૂજા કરવાની તેને તે છૂટ આપેછે. લગભગ તમામ ધર્મને તે માર્ગ આપેછે, બલ્કે તમામને તેમાં સમાવેશ થઇ જાયછે. જ્યારે ચડીઆતી રોશની (એટલે કે ખરૂં જ્ઞાન) પ્રકટ થાયછે ત્યારે પણ તે રોશની આગલી દુનિયાની સત્યતાનો નાશ કરતી નથી, પણ તેને તેની ક્ષણભંગુર સ્થિતિમાં પણ વધારે પૂર્ણ સત્યતા અને વધારે ગંભીર અર્થ અર્પેછે. કેંટ પણ જાણતો હતો કે આપણી દુનિયા કેવળ દૃશ્ય (જડ) છે, અને "ડીંગનસીચ" જેનો એક અર્થ બ્રહ્મ થાયછે તે આપણને અજ્ઞેય છે, એટલે કે તે આપણાથી અવિદ્યાએ કરીને છેટું છે, છતાં જાણે અદૃશ્ય દુનિયા ન હોય તેમ દૃશ્ય દુનિયા માટેજ પોતાનું વ્યવહારનું અને નીતિનું શાસ્ત્ર તે રચેછે, અને જે દૃશ્ય દુનિયામાં આપણે રહીએ છીએ તેને નીતિનો નિયમ લાગુ પાડેછે એટલુંજ નહીં, પણ તે નિયમનો ઉપયોગ કરીને ઇશ્વરનું અસ્તિત્વ સાબીત કરેછે. વેદાંતીની સ્થિતિ વધારે સારી છે, અને તેનો તે લાભ લે છે. નીતિનો નિયમ વેદ (કર્મકાંડ) ઉપર ચણવામાં આવ્યો છે, તેથી તે નિયમ તાબે હજુ જે માણસો રહ્યાં હોય તેને તે ઇશ્વર પ્રણિત સત્ય છે એમ વેદાંતી કહેછે; અને આ દુનિયામાં વધારે વખત જે હવે લુબ્ધ રહ્યાં ન હોય તેમનેજ તે સ્વતંત્રતા બક્ષેછે.

## વેદાંતનું નીતિ જ્ઞાન.

ઘણી વખત એમ કહેવામાં આવેછે કે વેદાંતના જેવો ગહન ધર્મ અપૂર્ણ છે, કેમકે નીતિને માટે તે મજબૂત પાયો હોઇ શકે નહીં. ખરી વાત છે કે કેટલાક તત્ત્વવેત્તાઓનો મત એવો છે કે નીતિને ધર્મની સાથે કાંઇ સંબંધ નથી, અને તેનો પાયો ધર્મથી સ્વતંત્ર હોવો જોઇએ, અને તે એવો હોવો જોઇએ કે ગમે તે ધર્મના સર્વ મનુષ્યો તેને કબૂલ કરી શકે. આ સવાલ હાલમાં જર્મની, ફ્રાંસ, અને અમેરિકાનાં મુખ્ય મુખ્ય તત્ત્વજ્ઞાનનાં પત્રોમાં ચર્ચાય છે. પણ તે ઉપર આપણો વખત ગાળવાની જરૂર નથી. કેમકે મને આશા છે કે વેદાંત દર્શન તત્ત્વજ્ઞાન તરીકે માત્ર દુનિયાનો ખુલાસો કરેછે એટલુંજ નહીં, પણ તે તત્ત્વજ્ઞાન અને ધર્મના બહુ મજબૂત પાયા ઉપર નીતિ-જ્ઞાનને સ્થાપિત કરેછે એમ હું તમને બતાવી શકીશ.

મેં તમને અગાઉ કહ્યું છે કે વેદાંતનો અભ્યાસ કરતાં પહેલાં દરેક માણસે નીતિના બહુ સખ્ત બંધારણ પ્રમાણે વર્તવું પડેછે. જેણે અગાઉથી પોતાના વિકારો અને હૃદયની કામનાઓ વશ કરી નથી તે તેમનું હાર્દ સમજી શકેજ નહીં એમ સર્વ લેખક તરફથી ઠસાવવામાં આવતું. પણ આ ક્ષણે ક્ષણે બદલાતા જગ-તને ન બદલી શકે તેવું નીતિનું કર્તવ્ય અર્પણ કરતું એમ પણ વેદાંતમાં લખેલું છે. તમને યાદ હશે કે આ જગત અમુક અમુક વખતે અને એકજ વાર સરજવામાં આવ્યું હતું એમ વેદાંતીઓ માનતા નથી, પણ તેઓના મત પ્રમાણે તો જગત નિત્ય છે, માત્ર વખતો વખત તે ફરી બ્રહ્મમાં લય પામેછે, અને

ફરી બ્રહ્માંમાંથી બહાર આવેછે. આ કાર્યમાં કારણરૂપ ચંચળ સત્તા સગુણે બ્રહ્મ એટલે કે ઇશ્વર, જેને આપણે દુનિયાનો સરજનહાર કહીએ છીએ તે છે. પણ જો એમ હોય, અને જો તે જગત્‌કર્તાને પૂર્ણ તરીકે, ઇનસાફી અને સદાચારી તરીકે સ્વીકારવામાં આવે, તો પછી આપણે વેદાંતીઓની સાથે પ્રશ્ન કરવો જોઇએ કે જે દુઃખથી દુનિયા ભરપૂર છે અને જે દુઃખ આપણને તેમાં વસનારા લોકો ઉપર દેખીતી અયોગ્ય આફત તરીકે લાગેછે તેનું કર્તાપણું આપણે ઇશ્વરને કેવી રીતે અર્પણ કરી શકીએ? એક બાળકને દુનિયામાં શામાટે આંધળું સરજ્યું અને બીજાને શામાટે એવી સોબતમાં ઉછેર્યું કે જેથી તેના સદ્‌ગુણનો નાશ થયા વિના રહે નહીં? ખરાબ માણસો શામાટે વારંવાર જય પામેછે અને ભલા માણસો પગ તળે ચગદાય છે? પ્રસવ વખતે અને મર્ણ વખતે શામાટે આટલી બધી પીડા ભોગવવામાં આવેછે? નિર્દોશી કેમ માર્યા જાયછે ને પાપી બચી જાયછે? આ પ્રશ્નોના જૂદા જૂદા તત્ત્વવેત્તા અને ધર્મ ગુરૂઓએ જૂદા જૂદા જવાબો આપ્યા છે. જો આપણે ધર્મના અમુક મતો સ્વીકારીએ તો તે જવાબો આપણે કદાચ કબૂલ રાખીએ, પણ પોતા ઉપર વગર વાંકે આવી પડેલા દુઃખની પીડામાં જેઓ આ સવાલ પૂછેછે તેને શુદ્ધ નીતિ શાસ્ત્રનું કોઇ પણ ધોરણ સંતોષ પમાડી શક્યું નથી. વેદાંતીઓનો જવાબ પ્રસિદ્ધ છે અને તે દુનિયાના મોટા ભાગ ઉપર બ્રાહ્મણોની તેમજ બૌદ્ધોની નીતિના સિદ્ધાંતરૂપ થઇ પડયો છે. તેઓ કહેછે કે જે કાર્યને આપણે સ્પષ્ટ રીતે જોઇએ છીએ તેનું કાંઈ પણ

કારણ હોવું જોઇએ, અને તે કારણ જગત્કર્તાની કેવળ ગમત અથવા ગેર ઇનસાફ હોઇ શકેજ નહીં.

### કર્મ–મત.

તેટલા માટે જો આપણે દુઃખને કોઇ કારણના પરિણામ તરીકે ભોગવતા હોઈએ, તો તે પૂર્વ જન્મમાં કરેલાં કૃત્યોનુંજ પરિણામ છે. તમે જોશો કે જીવાત્માની પૂર્વ અવસ્થા બલકે તેનું અમરપણું અહીં માની લેવામાં આવેલું છે. બ્રાહ્મણની નવી સંહિતામાં પણ તેવીજ રીતે માની લેવામાં આવ્યું છે (સેંટજેન ૯). પણ જે પૂર્વ આશય ઉપર આ મત બાંધવામાં આવ્યો છે તે વિષે આપણે ગમે તે ધારતા હોઇએ તોપણ એટલું તો નક્કી છે કે તેની મનુષ્યના વર્તન ઉપર અદ્ભૂત અસર થઇ છે. જો કોઇ પણ માણસને એમ લાગે કે મારે આ દુનિયામાં જે કાંઇ પણ મારા વાંક વિના ભોગવવું પડેછે તે કેવળ મારા પૂર્વ જન્મના કર્મનું ફળ છે તો પછી તે–પોતાનું જુનું કરજ પતાવનાર કરજદારની પેઠે-તે શાન્તપણે સહન કરશે, અને જો તે વળી એમ જાણતો હોય કે આ દુનિયામાં સહનશીલતાથી તે પોતાનું જુનું કરજ પતાવી શકેછે એટલુંજ નહીં, પણ તેથી ખરેખર ભવિષ્યને માટે નીતિની મુડી ભેગી કરી શકેછે, તો તેને ભલમનસાઇને રસ્તે ચાલવાનું પ્રયોજન મળેછે; અને તે પ્રયોજન જેટલું જોઇએ તે કરતાં વધારે સ્વાર્થી નથી. સારૂં કે નરસું કોઇ પણ કર્મ નાશ પામતું નથી એ નીતિ શાસ્ત્રનો મત અને પદાર્થ શાસ્ત્રનો બલસંરક્ષણનો મત એ બે એકજ મત છે. કશાનો નાશ થતો નથી એ બન્નેનો આશય છે. પણ

જ્યારે બૌદ્ધોએ નીતિ શાસ્ત્રના આ ગહન મતને તેના કેવળ પાર્થિવ અર્થમાં સ્વીકાર્યો, એટલે કે તેઓએ કાંઇ પણ ઇશ્વરી દેખરેખ વિના કાર્ય કરતી સત્તાને માની લીધી; ત્યારે વેદાંતીઓએ એમ બોધ કર્યો કે આપણા પૂર્વ ભવના કર્મોની અસર દુનિયાના સૃષ્ટા તથા નિયન્તા, ઇશ્વર ઉપર આધાર રાખેછે, કેમકે તેઓના મત પ્રમાણે આ જગતનાં બીજો બ્રહ્મામાં એક કલ્પથી બીજા કલ્પ સુધી, એક સૃષ્ટિથી બીજી સૃષ્ટિ સુધી, ગુપ્ત રહેલાં છે. તેઓની હમેશની રૂઢી પ્રમાણે અલંકારિક ભાષામાં તે કહેછે કે સારાં નરસાં કર્મોનાં બીજો આપણાં પોતાનાં વાવેલાં હોયછે. પણ જેમ સ્વાભાવિક બીજોનું ઉગવું વરસાદ તથા તડકા ઉપર આધાર રાખેછે, તેમ તેમનું બીજા ભવમાં ઉગવું ઇશ્વરના હાથમાં છે. કોઇ પણ નીતિના બોધની સત્તા વિષે અને તેની સ્ત્રી પુરૂષોના વર્તન ઉપર થતી અસર વિષે આપણે ગમે તેટલા શંકાશીલ હોઇએ, તોપણ એટલું તો નક્કી છે કે આ કર્મ મત સૌથી વિશેષ સ્થળે સ્વીકારવામાં આવ્યો છે, અને તેથી લાખો મનુષ્યોનાં દુઃખ ઓછાં થયાં છે, અને તેમને પોતાનાં આ ભવનાં સંકટો સહન કરવામાં તેમજ પોતાની ભવિષ્યની સ્થિતિ સુધારવામાં ઉત્તેજન મળ્યું છે.

### આત્માની પૂર્વાવસ્થા.

એક બાબત કેટલીક વાર અંધારામાં રહી જાયછે, તે એ કે જ્યારે આપણને આપણા આગલા ભવનું સ્મરણ નથી, બલકે તેની હૈયાતી સિવાય તે વિષે બીજું કાંઇ આપણે જાણતા નથી, ત્યારે આપણને શામાટે આપણા પૂર્વ કર્મોનું ફળ ભોગ-

વવું પડતું હશે? પણ જ્યારે આપણને આપણી વર્તમાન જીંદગીનાં પહેલાં બે, ત્રણ, ચાર વર્ષો યાદ આવતાં નથી, ત્યારે આપણને આપણો પૂર્વ ભવ કેવી રીતે યાદ આવે? કવિ વડર્સવર્થનો નીચેનો મત હવે ઘણું કરીને સામાન્ય રીતે સ્વીકારાતો હોવો જોઇએ. તે લખેછે કેઃ—

ઉદય પામતો જીવન-તારો, નિજ સાથે સ્વ જનમથી;
અસ્ત થયો છે અવર સ્થળે તે, આવે દેશાન્તરથી.

પણ તેજ મત ઉપરથી એવો મત ફલિત થાયછે કે આગલા જીવનમાં આપણો તારો આપણે જેવો કર્યો હોય તેવોજ આ જીવનમાં હોયછે; પણ તે મત ઘણાને કાને હજી કદાચ અપરિચિત લાગશે. પણ કેટલાક વેદાંતીઓને એટલે સુધી લાગ્યું જણાયછે કે જે કર્મો માટે આ ભવમાં આપણને સુખ દુઃખ ભોગવવું પડેછે તે આપણાંજ કર્મો હોવાં જોઇએ એમ જરૂરનું નથી, તે કર્મો ઘણાનાં ભેગાં થયેલાં હોય. જેમ આપણે બીજાનાં સારાં કૃત્યોનાં સારાં પરિણામોનો લાભ લઇએ છીએ, તેમ આપણને બીજાનાં કરેલાં અનિષ્ટ કૃત્યોનાં પરિણામો પણ ભોગવવાં પડે. મનુષ્ય જાતિ એક શરીર અથવા કુટુંબ છે. તેના કોઇ પણ અવયવ અથવા અંગીભૂતને દુઃખ થાય તો આખાને દુઃખ થાય, કેમકે આપણે એક બીજાનાં અંગીભૂત છીએ. આ મત સ્વીકારવામાં આવે, તો તેથી અમુક કુળમાં અમુક ગુણનો ક્રમવાર સંચાર થવાનો, અથવા નવી સંપાદન કરેલી ટેવ પાછળથી દૃઢ થઇ જવાનો, ખુલાસો થાયછે. વળી તેથી પૂર્વજોના પાપનો બદલો તેમની ત્રીજી ચોથી પેઢીનાં ફરજંદોને

શામાટે મળેછે તે પણ આપણે સમજી શકીએ છીએ.

સામાન્ય હિતની, બલકે મનુષ્ય જાતના ઐક્ય અગર દૃઢ સંધાનની, આ લાગણી વેદાંતીઓને સ્વાભાવિક રીતે થવી જોઇએ. દરેક મનુષ્યનું ખરૂં અસ્તિત્વ બ્રહ્મ છે એ સિદ્ધાંત ઉપર તેમનું આખું દર્શન ચણાએલું છે. જો કે આ લાગણી મુખ્યત્વે કરીને ગહન છે, તોપણ તેની પ્રસંગોપાત્ નીતિ ઉપર અસર થતી જોવામાં આવેછે. આપણે બોલીએ છીએ કે આપણે આપણા પાડોશીઓને આપણા પોતાની પેઠે ચાહવા જોઇએ. વેદાંતી બોલેછે કે આપણે આપણા પાડોશીઓને આપણા આત્મા તરીકે ચાહવા જોઇએ, એટલે કે આપણે તેમને તેમનામાં જે કેવળ દૃશ્ય છે તે માટે નહીં, તેમની ભલમનસાઇ અગર સૌંદર્ય અગર બળ અગર મમતા માટે નહીં, પણ તેમના આત્મા માટે, તેઓ સર્વમાં રહેલા પરમાત્મા માટે, ચાહવા જોઇએ. દાખલા તરીકે, ઉપનિષદોમાં, એક વૃદ્ધ ઋષિ, વાનપ્રસ્થ થતી વેળા પોતાની બે સ્ત્રીઓની રજા લેતી વખતે પોતાની સ્ત્રી મૈત્રેયીને કહેછે (બૃહદા, ૨, ૪) કેઃ "હે પ્રિયે, તું પ્રિય શબ્દો બોલેછે. આવ, બેસ, હું તને તે સમજાવું, અને હું કહું તે ઉપર બરાબર લક્ષ આપ. પછી તેણે કહ્યુંઃ 'ખરેખર, તમે ધણીને ચાહો તેટલા માટે ધણી પ્રિય નથી; પણ તમે આત્માને ચાહો તે માટે ધણી પ્રિય છે. ખરેખર, તમે સ્રાન ચાહો તેટલા માટે સ્ત્રી પ્રિય નથી, પણ તમે આત્માને ચાહો તેટલા માટે સ્ત્રી પ્રિય છે.' "

આ પ્રમાણે દીકરાને, મિત્રોને, દેવોને અને તમામ પ્રાણીઓને ચાહવાં; તેઓની ઉપરથી દેખાતી આકૃતિ માટે નહીં,

પણ તેમનામાં રહેલા આત્મા માટે, તેમના અમર આત્મા માટે, જે પરમાત્માનો આપણે સૌ અંશ છીએ અને જેમાં આપણે રહીએ છીએ, ફરીએ છીએ અને સ્થિતિ પામીએ છીએ તેને માટે, તેમને ચાહવાં. પૂર્વ દેશીય ધર્મનાં ઘણાં સિદ્ધાંતોની પેઠે આ સિદ્ધાંતને પણ, એટલે કે આપણા પાડોશીઓને ચાહવામાં આપણે આપણા પોતાને ને પરમાત્માને ખરેખર ચાહીએ છીએ તે સિદ્ધાંતને પણ, કેટલીક વાર એટલી હદ સુધી લઇ જવામાં આવ્યો છે કે હસવું આવે. તોપણ આપણા પાડોશીઓને ચાહવાનું જે કારણ બતાવવામાં આવ્યું છે-એટલે કે તેમને ચાહવામાં આપણે પરમાત્માને ચાહીએ છીએ અને પરમાત્માને ચાહવામાં આપણે આપણા પોતાને ચાહીએ છીએ-તે કારણ બુદ્ધિના ઘણા મોટા પ્રયાસથી શોધી કાઢવામાં આવેલું જણાયછે. એમાં જે ગંભીર સત્ય ગુપ્ત રહેલું છે તે મારા જાણવા પ્રમાણે કોઇ બીજી પ્રજાએ ખરેખર આવી પૂર્ણતાથી બતાવવા પ્રયાસ કર્યો નથી.

હવે તમારા જાણવામાં આવ્યું હશે કે વેદાંત દર્શનની અધ્યાત્મ વિદ્યા ગમે તેટલી ગહન હોય તોપણ તેમાં નીતિનો અગત્યનો વિષય વિસારી મૂકવામાં આવ્યો નથી, પણ તેથી ઉલટું આપણે તેમાં નીતિ જ્ઞાન શરૂઆતમાં, મધ્યમાં ને અંતમાં જોઇએ છીએ. વળી એ પણ યાદ રાખવું જોઇએ કે વેદાંતીઓ પરમાત્મા સંબંધી વિચારમાં એટલા તો ગરકાબ રહેતા કે દુનિયા, વિષય તથા બીજી સત્તાની સામાન્ય લાલચોના તેઓ ભોગ થઇ પડે તેવા નહોતા.

## સિંહાવલોકન.

તમારા મગજમાં વેદાંત દર્શનનો સ્પષ્ટ ખ્યાલ રહી જાય એમ હું ઇચ્છુંછું. તેની તમામ હકીકત યાદ રહેવી મુશ્કેલ છે, પણ કાંઇ નહીં તો તેનો સામાન્ય ઉદ્દેશ તો રહી શકે. "અરે, તત્ત્વજ્ઞાન મને બહુ ગહન લાગેછે" એમ કહેવું અથવા "પૂર્વ દેશીય તત્ત્વજ્ઞાન ગૂઢ અગર દુર્બોધ્ય છે" એમ કહી એ વિષયને પતાવી દેવો–એ બહુ ખરાબ આદત છે. યાદ રાખવું જોઇએ કે વેદાંત દર્શનનો કોઇ પણ ભાગ કદિ ગૂઢ નહોતો, પણ સર્વેને ખુલ્લો હતો. અને તે દર્શન અહીં હાજર રહેલા આપણામાંના હરકોઇથી કેળવણી અને સામાન્ય જ્ઞાનમાં ઉતરતા પુરૂષોએ પ્રયાસથી ઉભું કર્યું છે. તેમને પગલે પણ શું આપણે નહીં ચાલી શકીએ? બે ત્રણ હજાર વર્ષો પહેલાં **હિંદુસ્થાન**ના કાળી ચામડીવાળા વતનીઓએ જે જ્ઞાન મેળવ્યું છે તે શું આપણા માટે બહુ ઉંચું અને ગહન છે? તેમનું તત્ત્વજ્ઞાન દુર્બોધ્ય છે એમ જેઓ કહેછે તેઓને કદાચ દુર્બોધ્ય શબ્દનો અર્થ માત્ર પણ આવડતો નહીં હોય. તેઓ એમ માનતા જણાયછે કે દુર્બોધ્ય તત્ત્વજ્ઞાન ઝાકળ, વાદળાં અને વરાળથી ઢંકાયેલું હશે. પણ ખરૂં દુર્બોધ્ય તત્ત્વજ્ઞાન તો ઉનાળાના વાદળની પેઠે સ્પષ્ટ, ચકચકીત અને ઉષ્ણતાથી ભરપૂર છે. દુર્બોધ્યનો અર્થ એટલોજ છે કે તે સમજવા માટે તૈયારી અને ગુરૂ મંત્રની જરૂર છે. દુર્બોધ્ય વસ્તુઓ એટલે અંધારામાંજ પડી રહેલી ચીજો નહીં, પણ અંધારામાંથી પ્રકાશમાં લાવેલી અને ચકચકીત, સ્પષ્ટ અને દૃશ્ય બનાવેલી ચીજો.

કોઇ પણ દર્શન પૂર્વાપર સંબંધ ધરાવતું, અને એક નાના બીજમાંથી ઉત્પન્ન થતી અવયવી વસ્તુ જેવું હોય, તો આપણે તેનું મધ્ય બિંદુ મુકરર કરી શકીએ, તેમાંથી નીકળતા સિદ્ધાંતો સમજી શકીએ અને વગર મુદ્દાની, અને અલંકાર તરીકે દાખલ કરેલી, હકીકતો એક બાજુ રાખીને, તેની દલીલ કઈ દિશામાં જાયછે અને તે કયે સ્થળે પહોંચવા માગેછે તે જોઇ શકીએ.

એક વેદાંતીએ એક ટુંકી કડીમાં વેદાંત દર્શનના સારનો અચ્છી રીતે સમાવેશ કર્યો છે, અને તેવીજ રીતે તત્ત્વજ્ઞાનનાં બીજાં દર્શનનો સાર લખવામાં આવે તો કેવું સારૂં ! તે વેદાંતી લખેછે કેઃ—

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभि : ।
ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ॥

"હજારો ગ્રંથમાં જે કહેલું છે તે હું તમને અર્ધા શ્લોકમાં કહેવા માગુંછુંઃ—બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે, જીવાત્મા બ્રહ્મજ છે, બીજું કશું નથી." બીજા શબ્દમાં કહીએ તો "ઇશ્વર સત્ય છે, દુનિયા ક્ષણભંગુર છે, માણસનો આત્મા ઈશ્વરજ છે. બીજું કંઇ નથી." સાર પછી તે લખેછે કેઃ—

यल्लाभान्नापरो लाभ : यत्सुखान्नापरंसुखं ।
यज्ज्ञानान्नापरं ज्ञानं तद्ब्रह्मेत्यवधारयेत् ॥

"જે લાભ સિવાય બીજો કોઇ લાભ નથી જે સુખ સિવાય બીજું કાંઇ સુખ નથી, જે જ્ઞાન સિવાય બીજું કાંઇ જ્ઞાન નથી, તે બ્રહ્મ છે.એમ જાણવું." કારણકે જે બ્રહ્મ જાણેછે, તે બ્રહ્મ છે, આ વાત વધારે પરિચિત શબ્દોમાં કહીએ તો એ છે કે "આખી દુનિયા જીતતાં પણ માણસ પોતાનો આત્મા ખુવે તો પછી તેને શું ફાયદો ?"

રામાસ.